# જ્ઞાનોત્તેજક.

**પેપર તેમ પુસ્તક** બેઉની પૂરતી ગરજ સારનાર **રાજકિય,** ાર્મિક-સંસારિક ( કાવ્ય, નિબંધ, વાર્તા, વૃત્તાંત, વચનામૃત, ગેરે ) અને **વિવિધ,** ઉપયોગી વિષયો તથા **સમાચાર** સંહિતનું ાક માસની તા. ૧ લી અને ૧૬ મીએ **અમદાવાદમાં** પ્રસિદ્ધ તું **પાક્ષિક પત્ર.**

આ પત્રની ઉત્તમતા સ્વમુખે જણાવી પ્રસંશા કરવી અયોગ્ય ાની સજ્જનોને ફકત તેનો **નમુનો ( મફત )** મંગાવીને ખાત્રી રવા વિનંતી કરવામાં આવે છે.

**વાર્ષિક મૂલ્ય અગાઉથીજ.**

| | સ્થાનિક | બહાર ગામ. |
|---|---|---|
| ફ્ કાગળની પ્રત | ૧-૪-૦ | ૧-૧૦-૦ |
| લેજ કાગળ રંગીન ૂંઠા સાથે પ્રત. | ૧-૮-૦ | ૨-૦-૦ |

**વિશેષ લાભ.**

રોયલ ૧૬ પેજી બે અઢી ફરમાનું એક **દ્વીમાસીક** દર બે માસે પૂર્ણ ઉત્તમ લેખ યુકત બહાર પડશે. અને તે ગામ પરગામ-ા અમારા ગ્રાહકોને માત્ર ૦-૪-૦ માં (જો લેવા મરજી હશે તો) મળશે.

☞ આ **દ્વિમાસીક જ્ઞાનોત્તેજક** એકલું લેવા ઇચ્છે તેને રફ઼ ાળની કોપી અમદાવાદમાં ૦-૮-૦ અને બહાર ગામ ૦-૧૦-૦ પહોંચડાવામાં આવશે. ગ્લેઝ કાગળની કોપી જોઇએ તો વધુ આપવા પડશે.

ીક તથા **દ્વીમાસીક "જ્ઞાનોત્તેજક"**ના ગ્રાહક ગમે ત્યા-

# મુંબઈના પ્રદર્શનમાંથી મળેલો ચ

## એજ અનુભવસિદ્ધ દવાના ગુણની ખાત્રી
## બતાવી આપે છે.

# राजवैद्य शास्त्री जटाशंकर प्रेमजी
# औषधालय

## ની ખાત્રીની જગપ્રસિદ્ધ રામબાણ દવાઓ ! !

શક્તિ અને ધાતુવિકાર માટે અકસીર

# " સર્વાંગમિત્ર ટૉનીક પીલ્સ "

સ્વપ્નાવસ્થાથી, ગેરરસ્તે ધાતુ જવાથી થએલી ન
ળાઇને દુર કરે છે. કીંમત રૂ. ૧-૦ ૦

કમપુરૂષત્વ માટે પ્રખ્યાત

# " સાંઢાનું તેલ "

જુવાનીમાંજ થયેલી ગુપ્ત નસોની કમજોરીને પા
કાયમની મજબુતાઈ આપે છે. કીં. શી. રૂ. ૩ મોટી શી. ૭

## પ્રમેહ, ગરમી માટે ખરો ઉપાય.

પેસાબમાં અગન, રસી વિગેરે રોગનો
નાશ કરે છે. કીં. શીશીના રૂ. ૨-૦-૦

આંખના રોગી તેમજ નીરોગી માટે વંશપરંપરાના
અનુભવથી બનતા આવેલા

# "સાચા મોતીના સુરમા"

સફેદ—ફુલું, મોતીઓ, ઝાંખનો નાશ કરે છે કીં. તો. રૂ.૧૨–૦–૦
લાલ—પરવાળાં, ટુંક નજર, ઝાંખ, પાણીનું
ઝરવું વિગેરે " ૫–૦–૦
કાળો—વારંવાર આંજણીનું થવું, પાંપણુ ખરવી, આંખનું લાલ થવું " ૧–૦–૦

આ સુરમાનું સેવન કરવાથી આંખ તેજસ્વી બને છે અને ચશ્માની ધાસ્તી દુર થાય છે.

દમ, હાંફણ માટે ચોકસ

# "એસ્થમાક્યોર"

ગમે તેટલો જુનો દમ, ખાંસીનો ટુંક મુદતમાંજ નાશ કરે છે. કીં. રૂ. ૧

જુના દરાજ (દાદર) અને ખરજવા માટે અકસીર

# સુગંધી મલમ.

કીંમત ૦–૪–૦ અને ૦–૮–૦

સ્ત્રી પુરૂષોના ગુપ્ત ભાગની થયેલી નબળાઇને જાદુઈ અસર કરી ગયેલી શક્તિ પાછી બક્ષે છે, તેમજ મગજ ખાલી થવાથી આવતી ચકરી, માથાનો દુખાવો, સાંધાની કલતર, દમ વગેરે છાતીના દરદોને નાબુદ કરી મગજને પુષ્ટી આપે છે. નબલા બાંધાનાં માણસોને નિરોગી બનાવી તાકાત આપે છે, તેમજ કેળવણી લેતા વિદ્યાર્થીઓની યાદ શક્તિને ખીલવે છે. પુખ્ત ઉમ્મરના પુરૂષો તેમજ નબળા બાંધાની સ્ત્રીઓને આ ગોળીઓ નવી જુવાનીના જેવું લોહી બક્ષી ગુલાબી ચહેરો બનાવે છે. કીંમત રૂ. ૧–૦–૦

# બીકસન એગ્યુમિક્ષ્ચર.

## દા. જહાંગીર. ખ. સુખીઆ

### એલ. એફ. પી. એસ; એલ. એમ; એલ. એસ. એ; લંડન

લખે છે કે—બીકસન એગ્યુમિક્ષ્ચર મેં કેટલાક તાપના દરદીઓની ઉપર અજમાવેલું છે તેમાં તે ફતેહમંદ નીવડયું છે જેથી હું સર્વે કોઇને ખપ પડે ત્યારે જરૂર બીકશન એગ્યુમિક્ષ્ચર વાપરવાને ખાસ ભલામણ કરૂં છું—કે–તે મિક્ષ્ચર વાપરવાથી તાઢીઓ, ઉનીઓ રોજીન્દો, એકાંતરીઓ કે ચોથીઓ તેમજ ખરાબ રૂતુમાં ફાટી નીકલતા મૅલેરીયા, ઇન્ફ્લ્યુએન્ઝા વગેરે પલેગ જેવા ઝેરી તાપના જંતુઓનો નાશ થાય છે. ઝેરી તાપ ઉતર્યા પછી માણસોને ઘણીજ અશક્તિ ને સુસ્તી માલમ પડેછે પણ આ દવા ત્રણ દહાડા પીવાથી એવું કાંઇ પરિણામ આવતું નથી. દવા આપ્યા પછી દુધ અગર કાંજી લેવી. કી. ૧૨ આના.

# સરસ્વતિ હેર ઓઇલ.

સ્ત્રીઓ તેમજ પુરૂષોની ખુબસુરતી સુંદર બાલથી અધીક દીસે છે. તે દેખીતું સિદ્ધ છે તો તેવા બાલને સુંદર બનાવવા માટે સરસ્વતિ હેર ઓઇલિના જેવું એકે નથી. તે બાલને તેજસ્વી કાળા લાંબા અને નરમ રેશમ જેવા સુંવાળા કરે છે. જાથુક વાપરવાથી મગજને ઠંડક આપી આંખનું તેજ વધારી માથાનાં દરેક દરદો દુર કરી ખુશબો આપે છે. સુંદર વેલાની માફક બાલને વધારી જુ, લીખ અને ખોડાને નાશ કરે છે. કીં. ૬ આના.

**બીકસન લોશન**—ઘણા લાંબા વખતનું સુકું ખરજવું, કાળી અથવા લાલ દાદર, સુકી ખુજળીને ત્રણ દીન લગાડવાથી આરામ થાય છે કપડાં તેમજ ચામડી ખરાબ થતી નથી. ખુશબોમાં ઘણું સરસ છે. કીં૦ ૪ આના.

**બીકસન રીંગવર્મ ઓઇન્ટમેન્ટ**—દરાજ, સુકી ખુજલી, ગજકરણ, કાતરામાં થતી કીડને દુર કરી ચામડીના દરેક દરદોને સાફ કરે છે. ઠંડક સાથે ખુશબો આપે છે. દરાજ ફરી થવા પામતી નથી. કીં૦ ૪ આના.

**બી. ફ્રેગ્રન્ટ ટુથ પાઉડર**—હમેશાં વાપરવાથી દાંતને મજબુત બનાવી હીલતા અટકાવી સફેદ મોતી જેવા કરે છે. દાંત તથા દાઢના દુખાવાને નરમ પાડી ચઢેલા થરાને સાફ કરી મન પ્રસન્ન ખુશબો આપે છે. કીં. ૦—૪—૦

**બી. રૂમેતિજમ ઓઇલ**—દરેક જાતના સંધીવા, લકવો, પક્ષાઘાત, ધ્રુજરી, હાથપગના સાંધાનું રહી જવું, કમરમાં થતી કળતરથી પાંસલામાં આવતું સુળ વગેરે પવનથી તથા દુખારા ઉપર રામબાણ ઇલાજ. કીમત ૦—૧૨—૦

**બી. રૂમેટીઝમ બામ**—સાંધાનો દુખાવો, ગરદનની નસનું રહી જવું, કમરને વાંસાની ફાટ ને દમ હાંફણ અને છાતીના દરદો તથા સ્ત્રીઓના સુવાવડના ભયંકર રોગોથી શરીરના અવયવનું અકડી જવું કે સુન્ન આવવું તે ઉપર તથા માથાના દરેક દુખાવા માટે ખાસ ગેરંટી કે પાંચ મીનીટમાં ફાયદો ન જણાય તો પૈસા પાછા. કી: રૂ. ૦-૬-૦ અને ૧૦ આના.

**બી. ગોનોરિયા પિલ્સ**—જુના પ્રમેહના દરદોને દૂર કરેછે. જરા જરા વારમાં પેશાબના આવવાથી થતી અગન તેમજ ગરમીનાં દરેક દરદોને સાફ કરી તવાઈ ગયેલા આદમીને તંદુરસ્ત કરે છે. કીં૦ ૦-૮-૦ અને રૂ ૧-૮-૦

**બી. કફ પિલ્સ**—લાંબી મુદતની હઠીલી ખાંસી, દમ, હાંફણ, સુકો ઠાંસો ને સલેખમને તરત ફાયદો કરી બેશી ગયેલા અવાજને ખુલ્લો કરે છે. કફ અને શર્ફ થતા ક્ષય વગેરે છાતીનાં દરદો ઉપર અકસીર છે. કીં૦ ૦-૬-૦

**પરગેટીવ પિલ્સ**—સખતમાં સખત કોઠાની કબજીયાત દુર કરી દુખાવા વગર પેટ સાફ લાવે છે. નલબંધ વાયુ, શરીર ઉપર થતી કીડને નાબુદ કરી ચડતી બુખારને અટકાવે છે. કીં. ૦-૫-૦

**ડીનર પિલ્સ**—લેવાથી કકડીને ભુખ છુટે છે, જમ્યા બાદ લેવાથી હજમ કરી તંદુરસ્તી બક્ષે છે, રાત્રીના ભાગમાં લેવાથી પેટ સાફ લાવે છે, ગોલીઓ સ્વાદમાં અતી શ્રેષ્ટ છે. કી. ૦-૪-૦

બહારના ઓરડરો વી. પી. થી મોકલશું. ૧ થી ૩ શીશીનો ટપાલ ખરચ આના ૩. વે. ક મલશે.

**સોલ એજન્ટ: શા. હીરાચંદ ભીમજી.**

વીલાતી દવા વેચનાર ગનબાવ સ્ટ્રીટ, ફોટ મુંબઇ.

**સબ એજન્ટો: અમદાવાદ**—મી૦ એલ. કે. શેઠના, જુમામસજીદ. **કાઠીયાવાડ**—કુંડલા, મી૦ છગનલાલ અમરચંદ. **ડાકોર**—એ. જે. પાઠક. **મોમ્બાસા**—મી૦ અલીદીનાભાઇ વસરામ. **એડન**—હરીદાસ ચાંપસી. **જુનાગઢ**—શા. કડવા મંગલજી.

ॐ

'જ્ઞાનોત્તેજક'ના ગ્રાહકોને ભેટ આપવા ઇનામ
આપી લખાવેલ

# સંસાર સુખ સાધન.

પ્રયોજક—લક્ષ્મણરાવ સખારામ દેવળાલીકર.



પ્રથમાવૃત્તી.



પ્રકાશક—છોટાલાલ દેસાઇભાઇ.
'જ્ઞાનોત્તેજક' એડીટર—અમદાવાદ.

સંવત. ૧૯૬૧. સને ૧૯૦૫.

મુલ્ય. રૂ. ૦-૧૦-૦ દસ આના.

"ધી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ"—અમદાવાદ.

# અર્પણ પત્રિકા.

સદા કૃપાવંત પુજ્યશ્રી મુરબ્બી. રા. બ. ડાહ્યાભાઇ હરજીવનદાસ નાણાવટી. બી. એ.

ગીરાસ ઓફીસર, હજુર કામદાર અને એકાઉન્ટન્ટ જનરલ સાહેબ. રાજ્ય—વડોદરા.

આપ સાહેબ દયાળુ, માયાળુ, પ્રમાણિક અને સત્કાર્યો-તેજક, પરોપકારી અને વિદ્વાન નરરત્ન નિવડયા છો તેથી, તેમજ મને ઘણા વર્ષથી સેવક છતાં ન્હાના બંધુ સમાન ચ્હાઇને સારો આશ્રો આપતા રહી આનંદદાતા થયા છો તેથી, અતિ પ્રેમમય અંતઃકરણના ઉછાળા સહ આ પુસ્તક આપને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

હું છું આપનો સદાનો
સેવક.
છોટાલાલ દેસાઇભાઇ.
જ્ઞાનોત્તેજક—એડીટર.

# વિષયાનુક્રમ.







# બે બોલ.

આવા નાનકડા નિબંધને પ્રસ્તાવના શી ? નિબંધ યા પુસ્તક નાનું હોય કાં તો મોટું હોય, તોપણ લેખકે પોતાના જે જે વિચારો અમલમાં આણી નિબંધ યા પુસ્તક લખ્યું હોય તે તે પુસ્તક સાથે પ્રગટ કરવાની તેની ઉત્કંઠા રહે છે.

અમદાવાદમાં "**જ્ઞાનોત્તેજક**" નામના નવા પાક્ષીક પત્રે જન્મ લીધો છે. સદર પત્રના માલીક અને ચાલક તરફથી, "**સંસાર સુખ સાધન**" એ વિષયપર ઉત્તમ નિબંધ લખનારને પસંદ થએ અમુક ઇનામ મળશે, એવી મતલબની જાહેર ખબર પ્રસિદ્ધ થએલી મારા વાંચવામાં આવ્યાથી, મારી અલ્પ મત્યાનુંસાર મેં નિબંધ લખવા પ્રયત્ન કર્યો છે. પત્રના ચાલકની પસંદગીમાં મારો નિબંધ ઉતરે યા ન ઉતરે, તોપણ મારે અહીં ઘણા આનંદ સાથે જણાવવું જોઇએ કે પત્રના ચાલકે લેખકોને જે આ ઉમદા તક આપેલી છે તે ખરેખર વખાંણવા લાયક છે. તેમાં વળી "**સંસાર સુખ સાધન**" જેવા ઉત્તમ વિષયની પસંદગી તેમના વખાણને વધારે શોભા આપે છે. પત્રના કેટલાક અંકો વાંચી મારી ખાત્રી થાય છે કે, પત્રનું લઘુ વય છતાં વૃદ્ધ વયનો અનુભવ બતાવે છે. આ બાળ પણ ભવિષ્યમાં ઉત્તમ આશાની ખાત્રી કરી આપનાર પત્ર, જનસમુહના આદરનું સ્થાન થાય, અને લાંબી જીંદગી ભોગવી વખતો વખત લેખકોને આવીજ તક આપી લેખકોના ઉત્સાહમાં વધારો કરે એજ પ્રભુ પાસે પ્રાર્થના છે. આજનો એવો સમય છે કે, કેટલાક ઉત્તમ લેખકો પણ નાણા અને બીજી કેટલીક અન્ય અડચણોથી તેમના વિચાર જનસમુહ આગળ મુકી શકતા નથી, તેમને માટે બેશક

"જ્ઞાનોત્તેજક" ના ચાલકની આ રીત વધારે પસંદ કરવા લાયક છે.

આજકાલ જુદા જુદા વિષયપર ઘણા નિબંધને પુસ્તકો લખાય છે એ આનંદની વાત છે. પણ સંસારીક વિષયપર જોઇએ તેટલા નિબંધ અને પુસ્તકો નથી. સંસારમાં મનુષ્યને સુખ કરતાં દુખ ઘણી વાર સાંભળવામાં આવે છે. પણ દુઃખનો નાશ કરી સુખ પ્રાપ્ત કરવા જોઇએ તેટલા પ્રમાણમાં પ્રયત્ન થયાનું સાંભળવામાં આવતું નથી. હાલ "સંસાર સુખ" પ્રાપ્ત કરવા જે જે પ્રયત્ન થાય છે તેમાં આ નિબંધનો એક વધારો થાય એવા હેતુથી, આ નિબંધમાં "સંસાર સુખ" પ્રાપ્તિના મુખ્ય મુખ્ય સાધનો લખી વાંચકોની સેવામાં રજુ કરૂં છું.

હું વિદ્વાન કે પંડિત કે ઉત્તમ લેખક નથી; અને તેમ થવાનો યા હોવાનો ડોળ કરવા પણ માગતો નથી. ગુજરાતી ભાષા મારી સ્વભાષા નથી; તેમ છતાં મેં નિબંધ લખવાનું સાહસ કર્યું છે. જેથી એવો પ્રશ્ન ઉત્પન્ન થશે કે, આકાશ પંથે ગમન કરવાનું કામ ગરૂડ જેવા મહાન્ પક્ષીનું છે, તે ગરીબ બિચારી ચકલી શું કરશે? હા. એ વાત ખરી છે. પણ ઇશ્વરે ચકલીને શુદ્ધ પાંખો આપી છે, તો તેણે તેની શકિત અનુસાર ઊડાય તેટલુ ઊંચે કેમ ન ઉડવું? એમ સમજી મેં આ પ્રયત્ન કર્યો છે તેથી આ નિબંધમાં અન્ય પ્રકારની ભુલો હશે તે તરફ સુજ્ઞ વાંચકો લક્ષ ન આપતાં હંસ ક્ષીર ન્યાયે સાર ગ્રહણ કરશે એવી આશા છે. ને તેમ થએ મારો પ્રયત્ન ફળીભુત થયો સમજીશ.

દેવળાલીકર.

# પ્રસ્તાવના.

જીંદગીનો આધાર સંસાર સુખ ઉપર છે. તેનું સાધન મેળવવું સૌને અવશ્યનું છે. તેથી તેવું એક સારૂ પુસ્તક પ્રસિદ્ધ કરવાની ઉર્મિ મારા હૃદયમાં ઉત્પન્ન થતાં તેવું આ પુસ્તક ઇનામ આપી રચાવવા અને તેનો લાભ મારા સજ્જન ગ્રાહકોને આપી સંતોષ પ્રાપ્ત કરવા ઉચીત માની તેની જાહેર ખબર મારા, **જ્ઞાનોત્તેજક પત્ર**માં પ્રસિદ્ધ કરી.

આ આદર્ણિય પુસ્તકમાં ખરા અગત્યના ૩૬ વિષયોનું વર્ણન કરાયું છે. તે દરેક વિષયના ખરાપણાની ખાત્રી અને અસર થવા તેના આધારમાં ઉત્તમ વિદ્વાનોના અમૃતરૂપી અભિપ્રાયો સંસ્કૃત અને અંગ્રેજી ભાષામાં અર્થ સહીત સ્થળે સ્થળે મુકી પુસ્તકને પ્રંસંશા પાત્ર કરવા બન્યો તેટલો શ્રમ લીધો છે.

હરીફાઈમાં આવેલા અનેક લેખો કરતાં આ દક્ષણી કર્તાના ઉંચ વિચારો વધુ પસંદ પડતાં તેમનો નિબંધ સ્વીકારી તેમણે લીધેલા સુશ્રમ માટે તેમને સાબાશી આપતાં આનંદ પામું છું.

આ પુસ્તક પ્રગટ કરવામાં મારા મિત્ર **રા. પુરૂષોત્તમરાય ભવાનીશંકરે** ( થાણદાર કાંકરેજ શિહોરી ) ઉત્તેજનાર્થે સારો આશ્રય આપ્યો તે માટે તેમનો આ સ્થળે અંતઃકરણથી આભાર માની સંતોષ માનું છું.

આ પુસ્તક સત્વર પ્રસિદ્ધ કરવા મન ઉશ્કેરાય એ સ્વભાવિક છે. તેવું છતાં તેની મુશ્કેલી અને વચમાં આવતી અડચણોથી યોગ્ય પ્રયત્ન છતાં લાગેલા વિલમ માટે તેમજ બનતી સંભાળ લીધા છતાં કદાચ થયલી ભુલો માટે ક્ષમા માગું છું.

ઇચ્છું છું કે યોગ્ય આશ્રો મળતાં અધિકાધિક આનંદ ઉપજાવનાર જ્ઞાનમય ગ્રંથો મારા **જ્ઞાનોત્તેજક** પત્ર સાથે પ્રસિદ્ધ કરી સજ્જનોની સેવામાં મુકવાનો ઉત્તમ અવસર પરમ કૃપાળુ પ્રભુ વખતો વખત આપે.

પ્રકાશક.



# સંસાર સુખ સાધન.

સંસાર સંબંધમાં સંસાર દ્રષ્ટીએ જોતાં સંસાર સુખની ઇચ્છા નથી રાખતો એવો પુરૂષ તો કોઇકજ હોય! જગત્‌ની મનુષ્યવસ્તીનો ઘણો મોટો ભાગ વિશેષે કરીને સંસારમાં ગુંથાયલો છે. ત્યારે એ તો ઉઘાડુંજ છે કે જેઓ આ સંસારમાં ગુંથાયલા છે તેઓ સંસાર સુખની ઇચ્છા રાખે છે, અને સંસાર સુખ પ્રાપ્ત કરી લેવાનાં સાધનો ખોળે છે. પ્રિય વાંચકો, અહીં આપણે પ્રથમ જાણવું જોઇએ કે સંસાર એટલે શું? સરળ ભાષા અને સરળ શબ્દોમાં જવાબ એટલોજ કે ગ્રહસ્થાશ્રમના નિયમો પાળી સ્ત્રી પુત્રાદિ કુટુંબનું પાલન કરી, તેમની સાથે જીંદગી કાઢવી તેનું નામ સંસાર. કદાપિ બીજે કોઈ ઠેકાણે જુદી ભાષા અને જુદા શબ્દોમાં સંસારની વ્યાખ્યા હશે, તોપણ તેનો સારાંશ મારી ઉપરની વ્યાખ્યામાં હોવો જોઇએ. અહીં વળી એક બીજો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે ગ્રહસ્થાશ્રમ એટલે શું? આ પ્રશ્નનો જવાબ પણ આપણા પહેલા પ્રશ્નના જવાબમાં સમાય છે, અથવા તેના જેવોજ જવાબ છે એમ કેહેવાને હરકત નથી. તોપણ વધારે ખુલાસા માટે જરા ઊંડા ઉતરવું અયોગ્ય થશે નહિ. **गृह+स्थ+आश्रम**=ઘરમાં રહેનાર અર્થાત ઘરવાળો. અહીંજ આપણા પ્રશ્નનો વધારે ખુલાસો થાય છે. ટુંકામાં એટલુંજ કે હિંદુશાસ્ત્રમાં કહેલા ચાર આશ્રમ **ब्रह्मचर्य, गृहस्थ, वानप्रस्थ अने सन्यस्थ** પૈકી

બીજો આશ્રમ એટલે ગૃહસ્થાશ્રમમાં રહી શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે સંસાર ચલાવવો તેનું નામ ગૃહસ્થાશ્રમ. સંસારને ગૃહસ્થાશ્રમ વ્યાખ્યા લખવાનું કારણ સદર બન્ને શબ્દોનો અરસપરસ ઘણો નિકટ સંબંધ છે એટલુંજ નહિ પણ દીર્ઘ દ્રષ્ટીએ જોતાં બન્ને શબ્દોનું રૂપ એકજ છે એમ કેહેવાને હરકત નથી.

હવે આપણે સંસારના બંધારણ તરફ જરા વળીએ. આપણી ઉપરની વ્યાખ્યા પ્રમાણે એકલી સ્ત્રી અથવા એકલા પુરૂષથી સંસાર થતો નથી. દાખલા તરીકે આપણે ઘણી વખત કોઇને ક્રોધ યા બીજા કારણથી બોલતાં સાંભળીએ છીએ કે 'મારે એકલાને શું ? હુંતો મારે એકલો ગમે તે રીતે પેટ ભરીશ અથવા મારૂં ગમે તે કરીશ." આ સાધારણ ઉદ્દગારનો ભાવાર્થ એટલોજ કે એકલાને કંઈ જંજાળ નથી. જ્યાં જંજાળ નથી ત્યાં સંસાર નથી. મતલબ સંસાર સ્ત્રી અને પુરૂષ બન્નેનો છે. સંસાર એક ગાડી છે અને સ્ત્રી પુરૂષ સંસાર રૂપી ગાડીના ચાલક છે. માટેજ સંસાર સુખ પ્રાપ્ત કરવાનાં સાધનો સ્ત્રી અને પુરૂષ બન્નેએ ખોળવાં જોઇએ.

હાલ એટલે વર્તમાન કાળમાં આપણામાંના ઘણાએ પશ્ચિમની પ્રજાનું ઘણી વાતમાં અનુકરણ કરે છે અને દરેક બાબતમાં તેમની સાથે સરખામણી કરે છે ત્યારે મારે સરખામણી કરતાં લખવું જોઇએ કે આપણો સંસાર તેમના સંસારથી ભિન્ન છે. કેવી રીતે અને કંઈ કઇ બાબતમાં ભિન્ન છે એ લખવાની જરૂર નથી. માત્ર તેમનાં સંસાર સુખનાં સાધનો તરફ જોવાનું છે અને સરખામણી કરવાની છે.

આપણે પ્રથમ જાણવું જોઇએ કે સંસાર સુખ પ્રાપ્ત કરી લેવા ક્યાં ક્યાં સાધનોની જરૂર છે. સંસાર સુખ મેળવવા ઘણાં

સાધનોની જરૂર છે. તે દરેકપર લંબાણથી વિવેચન નહિ કરતાં તેમાંની મુખ્ય મુખ્ય બાબતોપર યથાર્થ લખ્યું છે. આપણી પાસે એકજ સાધન હોય તો આપણો સંસાર સુખી કહેવાશે નહિ. દાખલા તરીકે ધારો કે મારી પાસે પુષ્કળ દ્રવ્ય છે પણ હું અક્ષર શત્રુ છું તો હું સુખી કહેવાઈશ કે? ખચીત નહિ. ઠીક, હવે માનો કે હું એમ. એ. એલ એલ. બી. છું પણ હું ક્ષયરોગી છું. બોલો, કોણ મને સુખી કહેશે? વારૂ સમજો કે હું દ્રવ્યવાન તથા એમ. એ. એલ. એલ. બી છું પણ મારા ઘરમાં સ્ત્રીપુત્રોમાં સદા કંકાસ અને કુસંપ છે. પ્રિય વાંચક! કહો, મારા સંસારમાં કેટલું સુખ છે. કલ્પના કરો કે એમ પણ નથી. હું દ્રવ્યવાન, વિદ્વાન, અને સંપીલા કુટુંબનો છું પણ મારા સ્ત્રી પુત્રો મુખે આરોમગ્ણી છે તો મારા સંસારમાં મને કેટલો સંતોષ હોય વારૂ? મારા સંસાર સુખનાં સર્વ સાધનો મારી પાસે છે પણ હું દરદી છું. અરે! મારી જીંદગીની કેટલી ધુળધાણી!! સારાંશ ફક્ત વિદ્વત્તા, પૈસો, અગર સુપાત્ર સ્ત્રી પુત્રો ઈત્યાદી એકજ સાધનથી સંસાર સુખની ઈચ્છા રાખવી એ ધુમાડામાં બાચકા ભરવા જેવું છે. પુત્ર પ્રાપ્તી, અકસ્માત મોટો લાભ, લાંબું આયુષ્ય ઈત્યાદી જે બાબતો કેવળ પરમાત્માની સત્તામાં છે, તેની વાત તો દુર રહી પણ જે સાધનો આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ તે પ્રાપ્ત કરવા યોગ્ય પ્રયત્ન કરવો જોઈએ. હું એક મોટા જાગીરદાર છું પણ મારી મિલ્કતનો ઉપયોગ કરવા મારી પાછળ મને કંઈ સંતાન નથી. અલબત મારા સંસારમાં આ એક દુઃખ છે. પણ સંતાન હોવું યા ન હોવું, એ કુદરતની ગતિ છે. અર્થાત આપણા સંસાર સુખનાં જે સાધનો કેવળ કુદરતની સત્તામાં

છે, તેમાંના ફક્ત એક, અથવા આપણે પ્રાપ્ત કરી શકીએ તેમાંના ફક્ત એક સાધનથી, આપણુને સંસારમાં પુર્ણ સુખ મળશે નહિ, માટે સંસાર સુખ પ્રાપ્ત કરવા નીચે પ્રમાણે મુખ્ય સાધનો પ્રાપ્ત કરવાં જોઇએ ને તે ચાલુ જમાનાને અનુસરીને હોવાં જોઇએ. દાખલા તરીકે કલિયુગ પહેલાં બ્રાહ્મણો વગર ધંધે પોતાનો સંસાર ચલાવતા હતા, તેમનો ઘણો વખત તેમના નિત્યકર્મમાં જતો હતો અને બાકીનો વખત લોકોને ઉપદેશ તથા બીજાં ધાર્મીક કૃત્યોમાં જતો હતો તોપણુ તે સમયે તેમને મોટમોટાનો આશ્રય હોવાથી, નિર્વાહ માટે વિચાર કરવો પડતો નહિ. હાલ જો હું બાર વાગ્યા સુધી ધંધે ન જતાં સંધ્યા કરવા નાક ઝાલી બેસું તો, મને મારા ઘરનાં માણુસો ગાંડાની હૉસ્પીટાલમાં મોકલી દેશે ! સમય એવો છે કે "દેશ તેવો વેશ" કરવો જોઇએ. ભાવાર્થ એજ કે હાલ આપણાં સંસાર સુખનાં સાધનો એ નવાં ને જુનાં સાધનોનું ( મીક્સ્ચર ) મેળવણ છે. મારી અલ્પ મતિ પ્રમાણે સંસાર સુખ પ્રાપ્ત કરવા સારા જુના મત છોડવા નહિ, તેમ તેવા નવા તરફ અણગમો પણુ ન કરવો જોઇએ હંસક્ષીર ન્યાયે સત્ય ને સારૂં તેજ ગ્રહણ કરવું વધારે શ્રેયસ્કર છે. અહીં મારે જણાવવું જોઇએ કે આજ "સુધારો" અને "સુધારક" એ શબ્દોથી ઘણાખરા અજાણ્યા નથી તેમ તેમના પ્રયત્નો પણુ સર્વની જાણમાં છે. આજ જુદે જુદે ઠેકાણે જુદા જુદા રૂપમાં કલબ, સોસાઇટી કોન્ફરન્સ વીગેરે સંસ્થાઓ સ્થપાઈ છે. આ ઠેકાણે આપણે માત્ર સંસારી સંસ્થાઓતરફજ લક્ષ આપવાનું છે.

# સ્ત્રી

The treasures of the deep are not so precious,
As are the concealed comforts of a man.
Locked up in woman's love I scent the
air of blessings.

When I come but near the house. [forth.
What a delicious breath marriage sends
The violet bed's not sweeter.

" સ્ત્રીની પ્રિતીના તાળામાંનાં પુરૂષનાં છુપાં સુખો કરતાં સમુદ્રમાંનાં રત્નો વધારે કિંમતી નથી; જ્યારે હું ઘેર જાઉં છું ત્યારે, સુખ-કલ્યાણ-આબાદી રૂપી હવાની ખુશબો આવે છે. વાહ, લગ્નમાંથી કેવી રમણીય સુગંધ નીકળે છે ! ( અર્થાત લગ્ન કેટલું સુખકારી છે?! ) પુષ્પની સુગંધ-ખુશબો પણ તેટલી મીઠી નથી !! "

સંસાર સુખ પ્રાપ્ત કરી લેવાનાં સાધનોમાં સૌથી પહેલું અને અગત્યનું સાધન **સ્ત્રી** છે એમ સર્વ કોઈ કબુલ કરશેજ. સ્ત્રી વગર સંસાર નથી. ઊંડો વિચાર કરીશું તો આપણે કબુલ કરવું જોઇએ કે, સંસારનાં દરેક સુખો સ્ત્રીપર આધાર રાખે છે. શાસ્ત્રમાં સ્ત્રીને પુરૂષની અર્ધાંગના કહી છે. પુરૂષનાં સર્વ સુખ દુ:ખોમાં સ્ત્રીને ભાગ લેવો પડે છે. એ સિદ્ધાંત કોઇની અજાણમાં નથી. કોઈપણ માણસના કોઈપણ બે અવયવમાંથી એક અવયવ નાશ પામે છે ત્યારે તેનો સારો અવયવ પણ નકામા જેવો થાય છે, તેજ પ્રમાણે જો

પુરૂષનું અર્ધાંગ એટલે સ્ત્રી જોઇએ તેવી ન હોય તો, તેના અડધા નહિ પણ બધા સંસારની ધુળધાણી થાય છે. ગાડીના બે પૈડામાંનું એક પૈડું ભાગેલું હોય તે વખતે ગાડી જેટલી નીરૂપયોગી છે તેજ પ્રમાણમાં સદ્‌ગુણી સ્ત્રી વગરનો સંસાર પણ નીરૂપયોગી છે. ધારો કે હું સર્વ વાતે સુખી છું, રાજ્ય દરબા-માં માનવંતા હોદ્દાની ખુરશીપર બેસી ઘણા મનુષ્યપર સત્તા ચલાવી જ્યારે સાંજે ઘેર આવું, ત્યારે ઘરમાં સર્વ અવ્યવસ્થિત જોવામાં આવે, અને મારી પ્રિયતમાને કંઇ પ્રશ્ન પુછતાં તેણી તોબરા જેવું મોઢું કરી, મને યોગ્ય જવાબ ન આપે તે વખતે મને કેટલી દીલગીરી થાય વારૂ? દિવસે કરેલા શ્રમથી જ્યારે હું થાકીને સાંજે ઘેર આવું ત્યારે મારી સ્ત્રીની મધુર વાણીને બદલે તેના કર્કશ શબ્દો મારે કાને પડે તો મારા શ્રમીત મનને કેટલો સંતાપ થાય, તેની કલ્પના પ્રિય વાંચક તમેજ કરો. આ ઉપરથી સિદ્ધ થાય છે કે મારૂં અડધું સુખ મારી સ્ત્રીપર આધાર રાખે છે. આપણે સ્હેજે સમજી શકીશું કે, સંસાર સુખનાં દરેક સાધનો સ્ત્રીને પુરૂષ બન્નેએ પ્રાપ્ત કરવાં જોઇએ. નહિ તો સ્વાદિષ્ટ દુધપાકમાં હીંગના વાસ જેવું થાય છે. અહીં મારે વાંચકોને ખાસ જણાવવું જોઇએ કે, આ નિબંધમાં જે જે સંસાર સુખનાં સાધનો લખ્યાં છે તે સ્ત્રીને પુરૂષ બન્નેએ પ્રાપ્ત કરવાં જોઇએ. માત્ર જગતના નિયમ પ્રમાણે તેમાંનાં કેટલાંક વધતાં ઓછાં પ્રમાણમાં જોઇએ. દાખલા તરીકે મારે હજારો માણસ વચ્ચે નિર્ભયતાથી મારા સિદ્ધાંત સિદ્ધ કરવા અસરકારક, છટાદાર ભાષણ કરવાની શકિત મારા વકીલાતના ધંધા માટે પ્રાપ્ત કરવી જોઇએ; તેવી શકિત જો મારી સ્ત્રીમા નહીં હશે તો ચાલશે-પણ મારી સ્ત્રી-

એ તેણીના પર સંસારના સિદ્ધાંત સિદ્ધ કરવાની થોડી ઘણી પણ શકિત મેળવવી જોઇએ.

આ બધા લખાણનો સાર એટલોજ કે મારૂં સંસાર સુખ તે મારા એકલાના પર નહિ પણ મારી સ્ત્રી તથા મારી જાત બન્ને-પર આધાર રાખે છે. શાંતીપર્વમાં એક ઠેકાણે લખ્યું છે કે—

**नास्ति भार्या समो बंधु नास्ति भार्या समो गतिः**
**नास्ति भार्या समो लोके सत्वार्थो धर्म संग्रहे ॥ १ ॥**

"સ્ત્રી જેવો બીજો બંધુ એટલે મિત્ર નથી, ભાર્યા સમાન બીજી ગતિ નથી અને ધર્મ સાધન કરવામાં સ્ત્રી સમાન કોઇ સાહ્ય કરનાર નથી."

સ્ત્રી પુરૂષને, અને પુરૂષ સ્ત્રીને આ સંસારમાં જેટલાં ઉપયોગી છે તેટલાં બીજાં કોઇ ઉપયોગી નથી. સ્ત્રી ફકત સંસાર સુખમાંજ સાહ્ય કરનારી છે એમ નથી પણ તે ધર્મના કામમાં પણ સાહ્ય કરનારી છે. **कर्दम** મુનીએ કહ્યું છે કે " સંસાર રૂપી ધર્મ યુદ્ધમાં સ્ત્રી એ કીલ્લા જેવી છે, તેથી તેનો આશ્રય જરૂર મેળવવો, જેણે કરીને કામાદિ રિપુ મંડળની ધાસ્તિ બીલકુલ રહેતી નથી." વળી એક વિદ્વાન કહે છે કે wife is the centere of happiness " પત્નિ એ સુખનું મધ્યબિંદુ છે. " સ્ત્રીની યોગ્યતા ફકત સાંજ સવાર રોટલા ઘડવાની નથી. હવે આપણો સંસાર સુખી કરવા આપણી સ્ત્રીમાં કયા કયા ગુણો જોઇએ તેનો વિચાર કરીએ.

**૧. તનદુરસ્તી**—સ્ત્રી નીરોગી અને સશક્ત હોવી જોઇએ. આજકાલ રૂપવંતી સ્ત્રી તરફ વધારે પસંદગી બતાવવામાં આવે છે

પણ તેનો ઉપયોગ શો ? રંભા જેવી સ્વરૂપવાન સુંદરી છે, પણ તે એટલી અશક્ત છે કે એક પાણીનું બેડું તેનાથી લાવી શકાતું નથી. પતિને દશ રૂપિયા માસિક આવક હોય ત્યારે તેણે કુટુંબનું પોષણ કરવું કે તેની મૃગનયની, રસીલી, સુંદરીનું રૂપ સાચવવા ઘરકામ વેચાતું કરાવી પ્રીયતમાને પાટલાપર બેસાડી મુકવી ? પતિ શ્રીમંત હશે તોપણ અશક્ત સ્રીને રોગ થવાનો સંભવ ઘણો હોય છે તેથી ડૉકટરનાં બીલ ચુકવી તે ફાયર થવાનો. અશકત સ્રીથી પ્રજા પણ અશકત થાય છે તેથી ભાવી પ્રજાને પણ ઘણું નુકશાન છે. ઘરનો ઘણો બોજો સ્રી પર રહે છે, પણ જ્યારે સ્રી અશક્ત હોય છે, ત્યારે તેણીને કશું સુઝતું નથી અને બીજાં સર્વ કમોપર દુર્લક્ષ કરે છે. સ્રીનું ઘરમાં દુર્લક્ષ થયું એટલે સંસારમાં કેટલી અનિવાર્ય હરકતો આવે છે તેનો વિચાર વાચકોએજ કરવો; કારણ આ સાધારણ બાબતનો સર્વ કોઇને અનુભવ હોવો જોઇએ. મતલબ એ છે કે સ્રીની પસંદગીમાં સંસાર સુખ માટે સશક્ત અને નીરોગી પ્રથમ પસંદ કરવી જોઇએ. " તનદુરસ્તી " એ સંસાર સુખ સાધનોમાંનું અતિ અગત્યનું, ઘણા મહત્વનું અને સૌથી ઉત્તમ સાધન છે તે વિષય પર આગળ લખવામાં આવ્યું છે.

૨ સ્વરૂપ–રૂપવંતી સ્રી કોને નથી ગમતી ? સ્રી સ્વરૂપવાન હોય તો ઉત્તમજ છે એ તો કબુલ કરવુંજ પડશે. પણ સ્રીની પસંદગીમાં બીજા ગુણો કરતાં સ્વરૂપને પ્રથમ જગો આપવી એ યોગ્ય નથી. એક નાટકમાં લખ્યું છે કે,

"ખરૂં રૂપ સ્રીનું નથી ખોળડામાં,
ઝવેરી જુએ રૂપ નહીં દાબડામાં,

કેરી કેરો રસ કહે કોણુ છોતરામાં..."

આ ત્રણ લીટીઓમાં ઘણું રહસ્ય રહેલું છે. ગૌર વર્ણ, કમળ જેવાં નેત્ર, ગુલાબી ગાલ, દાડમની કળી જેવા દાંત, હાથ પગ નાજુક, કમર પાતળી ઇત્યાદિ સુશોભિત અવયવો વાળી લાવણ્યવંતી સ્ત્રીનું ખરૂં રૂપ કંઈ તેના સુંદર અવયવોમાં રહેલું નથી. દાબડો સારા ઘાટનો હોંશીઆર કારીગરે કરેલો છે પણ તેમાં જે રત્ન મુકયાં છે તેની કિંમત ઘણી ઓછી છે. હવે ઝવેરી દાબડાને મોહી રત્નની કિંમત વધારે આપશે કે? કદી નહિ. અમુલ્ય હીરાને ગંધાતા ચીથરામાં બાંધી ઝવેરી પાસે જઇએ તો પણ હીરો અમુલ્ય તે અમુલ્યજ. કેરીનો રંગ સારો હોય અને ઉપલી છાલ પરિપકવતાને લીધે મનહર લાગે, પણ તેના રસમાં બીલકુલ મીઠાશ ન હોય તો બહારની સુંદરતાને શું કરવી છે? ફકત કેરી જોયાથી મન સંતુષ્ટ થશે નહિ, તેજ ન્યાયે સ્વરૂપવાન સ્ત્રીમાં સારા ગુણો અને યોગ્તા નહિ હશે તો તેનું સૌંદર્ય આપણા સંસારમે કંઈજ સુખકર્તા થવાનું નથી. કૃષ્ણ વર્ણ જેવી કાળી શેરડીનો મધુર રસ કોને કડવો લાગશે? કુરૂપવાન સ્ત્રી સદ્દગુણનો ભંડાર હશે તો તેના સંસારની કેવી બલીહારી થશે. તેને કેટલો આનંદ થશે. એક માણસની સ્ત્રી કેવળ રંભા જેવી હતી પણ તેનામાં એક પણ સદ્દગુણ નહોતો. તેના એક મિત્રે તેને કહ્યું કે "મિત્ર તમારી સ્ત્રી તો સુંદર ગુલાબનું પુષ્પ છે." જવાબમાં રંભાપતિ બોલ્યો " હાજી, આપનું કહેવું તદન ખરૂં છે, પણ સુંદર ગુલાબના પુષ્પ નીચે જે કાંટા છે તે પુષ્પ સુંઘતી વખતે મારા હાથમાં વાગે છે." સારાંશ સદ્દગુણ રહિત સ્ત્રીનું રૂપ કાંટા સમાન છે. માટેજ સ્ત્રીની પસંદગી કરવામાં બીજા ગુણો તરફ પ્રથમ લક્ષ આપી રૂપ

તરફ પણ ધ્યાન આપવું જોઇએ.

૩ કેળવણી– " સ્ત્રી કેળવણી " એ વિષય આજકાલ ઘણો ચર્ચાય છે. આપણામાંના ઘણા સ્ત્રી કેળવણીથી ફાયદા છે એમ કબુલ કરે છે. પણ કેટલાક એમ કહે છે કે અમારે સ્ત્રીઓને શા માટે ભણાવવી જોઇએ? તેમને કયાં નોકરી કરવા જવું છે? અગર કમાવાની પંચાત છે? અફસોસની વાત કે, ભણવું એ ફકત પૈસો કમાવા સારૂજ છે! એ કેવળ અયોગ્ય છે.

ઇશ્વરે જ્ઞાનરૂપી બક્ષીસ પુરૂષ અને સ્ત્રી બન્નેને સરખીજ આપેલી છે. પુરૂષ કેળવણીથી તેનું જ્ઞાન વધારે છે અને સ્ત્રી કેળવણીના અભાવે તેના જ્ઞાનમાં ઘટાડો કરે છે. પુરૂષે પોતાના જ્ઞાનમાં વધારો કરવો અને સ્ત્રીને ન કરવા દેવો એ એક પ્રકારનો અન્યાય નથી કે ? આ અન્યાયનાં ફળ સ્ત્રીના પતિને ભોગવવાં પડે છે. ભણેલી સ્ત્રી અભણ સ્ત્રી કરતાં પોતાના પતિને વધારે મદદ કરે છે અને ઉપયોગી થઈ પડે છે. ઘર કામના સાધારણ હિસાબ વિગેરે આવડતા હોવાથી પતિને ઘર તરફનો બોજો ઓછો થાય છે. નવરાશની વખતે પતિવ્રતા સ્ત્રીઓનાં વૃતાંત અને અન્ય ધાર્મિક પુસ્તકો વાંચવાથી તેના વિચારો સુધરે છે. અભણ સ્ત્રી નવરાશનો વખત ફોકટ તડાકા મારવામાં અગર તો પડોશીની નિંદા કરવામાં કે કંકાસ કરવામાં કાઢે છે. કેળવણી વિચારોને સુધારે છે એ સિદ્ધાંત તો સત્ય છે. સારાં સારાં પુસ્તકો વાંચવાથી મનપર વત્તી ઓછી પણ અસર થાય છેજ. અહીં સ્ત્રી કેળવણીના વિરોધીઓ એવી એક હરકત મુકે છે કે, ભણેલી સ્ત્રી નાટક વીગેરે શ્રંગાર રસનાં પુસ્તકો વાંચે છે અને ખોટે માર્ગે દોરાય છે. સાસરીયાં વિરૂદ્ધ પીએર કાગળ લખવા-

માં પણ ભણતરનો ઉપયોગ કરે છે. આ હરકતો બીનપાયાદાર છે. અયોગ્ય પુસ્તકો વાંચવા તરફ મનનું વલણ એજ અપુર્ણું કેળવણીનું કારણ છે. સારી કેળવણી મળી એટલે સારૂં અને નઠારૂં ઓળખવાની શકિત આપોઆપ આવે છે.

સ્ત્રી કેળવણીનો બીજો મુખ્ય ફાયદો એ છે કે પુત્ર પુત્રીઓ બચપણમાં મા પાસે ઘણો વખત રહે છે. બચપણમાં બાળક જે જુએ અને સાંભળે તેની અસર તેને જલ્દી થાય છે. સુશિક્ષિત માતાના પુત્રોને બચપણથીજ તેની માતાના સદ્‌ગુણો જોવામાં આવે છે તેથી તેઓ પણ સદ્‌ગુણો તરફ દોરાય છે. સોબત તેવી અસર થયા વિના રહેતી નથી. સાત વરસ સુધી માતાના સહવાસમાં તે થોડી ઘણી ભણવાની શરૂઆત કરે છે અને સુશિક્ષિત માતા પુત્રના મનને બચપણમાંથીજ કેળવણી તરફ દોરે છે એટલે ભવિષ્યમાં તેને મોટો લાભ થાય છે.

ભણેલી સ્ત્રી સાસુ, સસરા, નણંદ, ભોજાઈ વિગેરે સાથે કેવી રીતે વર્તવું, પતિની પ્રીતિ કેવી રીતે સંપાદન કરવી, નોકર ચાકરમાં લાયકી કેમ મેળવવી, પુત્ર પુત્રીના કલ્યાણ માટે શી શી યોજના કરવી, કુટુંબમાં સુખ મેળવવા શા શા પ્રયત્નો કરવા, વિગેરે બાબતો સારી રીતે સમજી શકે છે આજ સ્ત્રી કેળવણીથી થતા ફાયદા જે હું અહીં લખીશ તે નવા અને વાંચકોએ નહિ વાંચેલા હશે એમ પણ નથી. લોકો સ્ત્રી કેળવણીથી થતા ફાયદાના મહત્વને સારી રીતે સમજવા લાગ્યા છે તો તે સંબંધી વધારે લખવું એક પ્રકારની પુનરાવૃત્તિજ થશે અહીં આપણે હાલ અપાતી કેળવણીની રીત સંબંધી વિચાર કરવાનો છે. યોગ્ય વખત સુધી છોકરીને નિ

શાળમાં ભણુવા મોકલવી એ રીત બેશક સારી છે. પણ તેની સાથે સ્રીને ગૃહશિક્ષણ કેટલું મળે છે તે જોવાની ખાસ જરૂર છે. પહેલાંની સ્રીઓ જો કે નિશાળમાં ભણેલી નહોતી તોપણુ તેમનાં જીવન વૃતાંત અનુકરણ કરવા જેવાં છે. તે વખતે આજની માફક પૃથક પૃથક કન્યાશાળા વિગેરે સાધનો નહોતાં તોપણું તેમનું શિક્ષણુ આજના શિક્ષણુ કરતાં વધારે સારૂં હતું એમ વિચાર કરતાં જણાય છે. સીતા, દ્રૌપદી, અહલ્યા ઇત્યાદી સ્રીઓ, જેને આજ આપણે પુજ્ય માનીએ છીએ તે કઇ નિશાળ, હાઈસ્કુલ અગર કોલેજમાં ભણી હતી? કઇ યુનીવર્સિટીની ડીગ્રી મેળવી હતી? ઝાંસીની મહારાણી લક્ષ્મીબાઈની ઇતિહાસમાં આજ કીર્તી ઝળકે છે તે શું નીશાળમાં ભણી હતી? સારાંશ નીશાળમાંજ ભણુવાથી કેળવણી મળે છે એમ નથી. વાસ્તવિક પતિ એજ સ્રીનો શિક્ષક છે. શ્રીમંત સૌ. ડાકટર આનંદીબાઇ પેહેલેથીજ નીશાળમાં ગઈ નહોતી; તેની ઘણી પ્રખ્યાતી થવામાં તેનો પતિજ તેનો શિક્ષક હતો. પતિ પાસે અભ્યાસ કરી સ્રીએ કેળવણી લીધી એવા ઘણા દાખલા મળી આવશે. આજ તો લગન થતા સુધીના અલ્પ સમય સુધીજ પુત્રીને માબાપ કેળવણી આપે છે. પછી માબાપ તથા પતિ કેળવણીનું નામ પણ લેતા નથી. તો પછી ગૃહશિક્ષણુની વાત તો જુદીજ રહી. ગૃહશિક્ષણુ ઘણું અગત્યનું છે. પહેલાંની સ્રીઓ અને આજની સ્રીઓમાં જે તફાવત છે તેમાં ગૃહશિક્ષણુનો મોટો તફાવત છે. આનંદની વાત છે કે હાલ થોડું ઘણું ગૃહશિક્ષણુ પર લક્ષ અપાય છે; પણ તે જોઇએ તેટલા પ્રમાણુમાં નથી એજ મોટી ખામી છે. પ્રિય વાંચક, મારી સ્રી અકબર, ઔરંગઝેબ, અને વીલીયમના વૃતાંત મોઢે

બોલી જાય છે, પણ મારા દાદા કેટલાં વર્ષ જીવ્યા? ને મારા સસરા એ કોણ હતા? તેમણે કેવી રીતે જીંદગી ગાળી? તેનું સ્મરણ પણ નથી. એ આશ્ચર્યની વાત નથી કે? મારી સ્ત્રીને મેન્ચેસ્ટર કયાં છે? સિંધુ નદી કયાંથી નીકળી? લીવરપુલમાં શું પેદા થાય છે? વિગેરે ભુગોળની વાત તેના જીવ્હાગ્રે વસે છે; પણ ઘરમાં લોટા કયાં મુકવો, ઘર સુશોભિત શી રીતે રાખવું, એ ખબર નથી તો ફકત મેન્ચેસ્ટર અને લીવરપુલની ખબરથી તેને વધારે લાભ છે? મારી સ્ત્રી ત્રીરાશી ને પંચરાશીના હિસાબ કાગળપર સારા ગણે છે, પણ રોજ મારે ત્યાં જરૂર પડતા વ્યવહારિક દુધ, ઘી, દાણાના હિસાબ તેને આવડતા નથી! મારી સ્ત્રી ન્યુસપેપરો વાંચી મને દેશ દેશાન્તરની ખબરો કહે છે પણ મારા ઘરમાં શું થઇ રહ્યું તેની તેને ખબર નથી! મારી સ્ત્રી પચીસ પચાસ સ્ત્રીઓમાં છટાદાર ભાષણ કરી તેના સિદ્ધાંત સિદ્ધ કરે છે, પણ મારા ઘરમાં એ રૂપીયાનું દીવેલ પંદર દીવસમાં કેમ થઇ રહ્યું તે તેને કહેતાં પણ આવડતું નથી!! મારી સ્ત્રી અમુક રંગમાં અમુક રંગ મેળવ્યાથી અમુક ચોકસ રંગ બનશે એમ કહે છે, પણ ઘેર ખીચડીમાં મીઠું નાખવું કે સાકર એની તેને ભ્રાંતિ છે! આમ થવાનું કારણ શું? કારણ કંઇજ નથી પણ ગૃહશિક્ષણનો અભાવ. લખતાં વાંચતાં શીખવવાની સાથેજ ગૃહશિક્ષણ આપવાની ઘણીજ જરૂર છે. પીએરમાં માબાપે અને સાસરે સાસુ સસરા અને પતિએ આ બાબત તરફ લક્ષ આપવું જોઇએ. રાંધવું. શીવવું, ઘરની સારી વ્યવસ્થા રાખવી, ઘરમાં સ્વચ્છતા રાખવી, પુત્ર પુત્રી બાળકોને સ્વચ્છ રાખવાં, કપડાં લત્તાં ચોખ્ખાં રાખવાં, નીયમસર ટાંપડીપથી જણસો મુકવી ઇત્યાદિ વ્યવહારિક જ્ઞાન

સાથે લખવા, વાંચવાના જ્ઞાનવાળી સ્ત્રી, પતિને સંસારમાં વધારે સુખ આ-પશે. ભણેલી સ્ત્રી માટે એક વિદ્વાન્ નીચે પ્રમાણે ઉદ્દગાર કાઢે છે.

"A well—educated and well-brought-up wife will love her husband as her life. She will hold that the welfare of her children, her family and herself depends upon his happiness or misery, and will therefore entreat Heaven that he may prosper. When her husband comes home careworn and weary, she will soothe and comfort him with tactful and tender words, and will afterwards ask the cause of his anxiety. If her husband has got into difficulties with regard to his business, reputation, defeat in some contemplated project, or his own, or his children's illness, his wife if, properly educated and brought up will do her best in every way to reduce his distress. Her view would not be that she is delicate, beautiful, well-educated and therefore unwilling to do the work of a servant No, for her beloved husband she will be willing to work like a slave. A well—educated wife will comfort and help her beloved partner with all her heart and soul."

" ભણેલી સ્ત્રી પતિને, પોતાના જીવની માફક વ્હાલશે. તે સમજી શકશે કે, પોતાની જાતનું, છોકરાંનું, અને કુટુંબનું કલ્યાણ પતિના સુખપર આધાર રાખે છે, અને તેથી કરી તે પતિના કલ્યાણ માટે ઇશ્વરની પ્રાર્થના કરશે. જ્યારે પતિ ચિંતાગ્રસ્ત થઇને થાકીને ઘેર આવશે, ત્યારે તે, તેને શાંત પાડી ચાતુર્ય ભરેલા કોમળ શબ્દો બોલી સુખી કરશે અને પછી ચિંતાગ્રસ્ત થવાનું કારણ પુછશે. જો પતિ ઉદ્યોગ, રોજગાર, આબરૂ, ઇચ્છિત કાર્યમાં હાર, અને પુત્ર પુત્રીની માંદગી વીગેરેના સંકટમાં હશે તો, જો તેની સ્ત્રી યોગ્ય રીતે કેળવાએલી હશે તો, પતિનું સંકટ ઓછું કરવા દરેક રીતે પ્રયત્ન કરશે. કોમળ, સુંદર અને ભણેલી સ્ત્રીથી નોકરનું કામ ન થાય એમ તે સમજશે નહિ. પોતાના પતિ માટે ગુલામનું કામ કરવા પણ તે ખુશી થશે ! ! ભણેલી સ્ત્રી પતિને ખરા અંતઃકરણ પુર્વક સુખ આપશે. "

**પતિ પ્રેમ અને પતિ આજ્ઞા**—સ્ત્રીનું મુખ્ય અને પહેલું કર્તવ્ય કર્મ પતિની આજ્ઞા માન્ય કરવી અને પતિ પ્રત્યે પ્રેમ રાખવો એજ છે. સંસારમાં પતિ સિવાય સ્ત્રીને બીજો દેવ નથી, બીજો ધર્મ નથી. પતિ એજ સ્ત્રીનો જીવ, એજ તેનો રક્ષક, એજ તેનો ધણી અને એજ તેનો રાજા છે. અરસપરસ એક બીજાની સહાયથી સંસારનાં કામો થવાં જોઇએ. પ્રથમ પતિ અને સ્ત્રીનું ઐક્ય થવું જોઇએ. ઐક્ય થવાને અરસપરસ પ્રીતિ જોઇએ. તે સિવાય ઐક્ય થવું મુશ્કેલ છે. કુટુંબનું પાલનપોષણ કરવા પતિ તેના અમુલિક શરીરને કષ્ટ આપી સમુદ્ર, પર્વત, વરસાદ, તડકો, અરણ્ય, ભુખ અને તૃષા સહન કરી સંકટ વેઠે છે, રાત્રે નિદ્રાનો ત્યાગ કરે છે,

દીવસે ત્હાડ તડકા સહન કરી જ્યારે સાંજે થાકીને ઘેર આવે છે ત્યારે તેનો થાક ઉતારવા અને શરીરની ઉષ્ણુતા કમી કરવા સુંદર સરબતની જરૂર નથી પણ ફકત સ્ત્રીના હાસ્યમુખમાંના પ્રેમી નમ્ર ભાષણુની જરૂર છે. નિષ્કપટપણું અને તેના પ્રત્યે આજ્ઞાંકિતપણું એટલુંજ જો પતિને સ્ત્રી આપે તો દિવસે ચાલીને લાગેલો થાક, થાકથી થએલો શરીરપરનો પરસેવો, ભુખ અને તરસ શમી જઈ એકદમ તેનો થાક ઉતરી જશે અને મુખપર આનંદનાં ચિન્હો જણુાશે. એક ઠેકાણે સ્ત્રી કેવી હોવી જોઇએ એ સંબંધમાં લખ્યું છે કેઃ—

कार्येषु मंत्री करणेषु दासी, भोज्येषु माता शयनेषु रंभा ।
धर्मानुकुला क्षमया धरित्री भार्याच षाङ्गुण्यवतीह दुर्लभा ॥

કાર્યમાં સાહ્ય કરવા પ્રધાન જેવી દક્ષ, ગૃહકૃત્ય કરવા દાસી સમાન તત્પર. ભોજન વખતે માતા સમાન, શયન વખતે રંભા જેવી, ધર્મ વિષે અનુકુળ અને ક્ષમારૂપ ગુણથી કેવળ ધરિત્રી જેવી સહનશીલ એવા ૭ ગુણુયુકત ભાર્યા સંસારમાં દુર્લભ છે.

આજ આપણે સીતાને પુજ્ય કેમ માનીએ છીએ? અને સદ્ગુણી પતિવ્રતા સ્ત્રીને સીતા જેવી કેમ કહીએ છીએ? જે સ્ત્રીમાં સીતાનો સ્વભાવ, પ્રકૃતી વીગેરે હોય છે તેને હું તો સીતા કહું છું. સીતા એ સ્ત્રી જાતીનો ઉત્તમ નમુનો હતો. એટલા માટે પ્રત્યેક સ્ત્રીએ તેના જેવા ગુણો ધારણ કરવાની જરૂર છે. સ્ત્રીઓએ ઈશ્વર પાસેથી જે પ્રકૃતી મેળવી છે તેનું સારી રીતે સંરક્ષણ કરવું એજ સ્ત્રીનું કર્તવ્ય છે. વિશ્વાસ, પ્રેમ અને પવિત્રતા, આ ત્રણુ પ્રકૃતીના મુખ્ય

ધર્મ ઇશ્વરે સ્ત્રી જાતિને અર્પણ કરેલા છે. સીતાના પવિત્ર ચરિત્રપ-રથી આપણે જાણીશું કે સીતા પોતાના સ્વર્ગીય ગુણોને લીધે મ-હાન સંકટમાંથી મુકત થઈ હતી. દમયંતી કેવા સંકટમાં પડી હતી? નળરાજા તેને વિકટ અરણ્યમાં છોડી ચાલ્યા ગયા હતા પણ દ-મયંતીનો પતિ પ્રેમ અને પતિ ભકતી ઓછી થઈ હતી કે? ન-હિંજ. કેવા પ્રયત્ન અને કેવા ચાતુર્યથી તેણે સંકટ મુક્ત થઈ પતિ-ચરણ પ્રાપ્ત કરી લીધા!! સતિ સાવીત્રીએ પણ પતિનો ત્યાગ કર્યો નહોતો. ધન્ય છે તેવી સાધવી પુજ્ય સ્ત્રીઓને."

પ્રિય વાંચકો! અહીં હું એક શ્લોકની નોંધ લેવાની રજા માગું છું કે ભોજ રાજા એક વખત નગર ચર્ચા જોવા નીકળ્યા હતા તે વખતે એક ઘરમાં તેમણે એક પવિત્ર બ્રાહ્મણના એક વરસના છો-કરાને અગ્નિકુંડમાં દેવતા સાથે રમતો જોયો. રાજાએ આશ્ચર્ય થવાતે બીજે દિવસે કાલીદાસ પંડિતને પુછયું કે " હે કાલીદાસ પંડિતજી **हुताशनश्चंदन बिंदु शीतलः।** અગ્નિ ચંદન જેવો શીતલ એટલે ઠંડો કેમ થયો?" પંડિતે જવાબ આપ્યો કે

**सुतं पतन्तं प्रसमीक्ष पावके,**
**न बोधयामास पतिं पतिव्रता**
**पतिव्रता श्रापभयेन पीडितो**
**हुताशनश्चंदन बिंदु शीतलः ॥**

પવિત્ર બ્રાહ્મણની પતિવ્રતા સ્ત્રી પતિના પગ ચાંપતી હતી. અમિત પતિ નિદ્રાવશ થયો તે વખતે તેનું નાનું બાળક રમતું રમતું

અગ્નિકુંડમાં ગયું. પતિવ્રતાએ વિચાર કર્યો કે પતિ આજ્ઞા વિના ઊઠી બાળક લેવા જઇશ તો, પતિ આજ્ઞા ભંગ થઈ પતિ જાગૃત થશે. તેથી તેણે પુત્રની દરકાર કરી નહિ. અગ્નિએ જાણ્યું કે જો હું પતિવ્રતાના પુત્રને બાળીશ તો પતિવ્રતા મને શ્રાપ દેશે તેથી અગ્નિ ચંદન જેવો શીતળ થઇ ગયો.

ભલે ગમે તો આવી વાતોને ઠંડ પહોરના તડાકા માનો, પણ હું તો પતિવ્રતા સ્ત્રીની આવી શક્તિને પુજ્ય બુદ્ધિથી માન આપુ છું. પતિ આજ્ઞા, પતિ સેવા અને પતિ પ્રેમવાળી પતિવ્રતા સ્ત્રી એ ખરેખર સંસારમાં અનહદ સુખકર્તા છે.

It is much better to be the last of one's race, than father to a bad son or husband to a bad wife"

" દુર્ગુણી સ્ત્રીના પતિ અને દુર્ગુણી પુત્રના પિતા થવા કરતાં પોતાનો નિર્વંશ થવો એ ઘણું સારૂં છે. "

સંસાર સુખ પ્રાપ્ત કરી લેવા ઉપર લખેલા ગુણોવાળી સ્ત્રી જોઇએ પણ પુરૂષનું વર્તન જો સ્ત્રી સાથે સારૂં ન હોય તો સંસાર સુખની આશા રાખવી વ્યર્થ છે. હું તો એમ કહું છું કે સ્ત્રી સદ્દગુણી અગર દુર્ગુણી થવી ઘણે ભાગે પતિનાજ હાથમાં છે. સ્ત્રી જાત નીચ છે એમ માનવું એ અતિ દોષ છે. સ્ત્રીને કેવળ ચાકરડી સમજી તેની પાસે ઘરનાં કામો કરાવવાં, તેની શારીરિક અને માનસિક કેળવણી તરફ લક્ષ ન આપવું, તેમના કલ્યાણ સારૂ પ્રયત્ન ન કરવો, તેની અમર્યાદા કરી માર મારવો, વિગેરે નિંદ્ય કૃત્યોથી સંસારની ખરાબી થાય છે. મોટા મોટા ધાર્મિક ગ્રંથો અને મનુસ્મૃતિ વિગેરે તરફ

નજર કરવાથી આપણને ખબર પડશે કે આપણે સ્ત્રી સાથે કેવું વર્તન રાખવું જોઇએ. આપણી સ્ત્રી જો આનંદી હશે તોજ આપણા ઘરમાં લક્ષ્મી વાસ કરશે. માટે આપણી સ્ત્રી સદા આનંદી રહે અને આપણા પ્રત્યે તેની પુજ્ય બુદ્ધિ અહોહિત કાયમ રહે એવું વર્તન આપણે આપણી સ્ત્રી સાથે રાખવું જોઇએ.

**સ્ત્રીના સામાન્ય બીજા કેટલાક ગુણો**—ઉપર બતાવેલી મુખ્ય મુખ્ય બાબતો સિવાય આપણા સંસાર સુખ માટે આપણી સ્ત્રીમાં બીજી કેટલીક બાબતોનું જ્ઞાન હોવું જોઇએ.

બાળકોને કેવી રીતે ઉછેરવાં, તેમની તનદુરસ્તી કેવી રીતે સાચવવી, બચપણમાં તેમને કયે રસ્તે દોરવાં વિગેરે બાબતોનું જ્ઞાન માતાને હોવુંજ જોઇએ—કારણ પુત્ર પુત્રી એ કુટુંબના ભવિષ્યના ટેકા છે. માટે આ વિષયપર માતાએ વધારે લક્ષ આપવું જોઇએ. સાસુ, સસરા, નણંદ, ભોજાઈ, દીએર વિગેરે સાસરીયાં તરફ માન, મર્યાદા, પ્રેમ તથા પુજ્ય બુદ્ધિથી વર્તવું જોઇએ. માબાપ, ભાઇબેન તે ખરાં અને સાસરામાં પતિ સિવાય બીજા ખોટા, એવા વિચારવાળી સ્ત્રીને મુર્ખ સમજવી. દાગીના અને સારાં કપડાં લત્તાં માટે પતિની શક્તિ ઉપરાંત તેનાપર બોજો નાખી તેને ત્રાસ આપવો એ એક પ્રકારનું સંસારમાં દુઃખ છે. નમ્રતા અને મર્યાદા રાખી સર્વેને વશ કરવાં જોઇએ કહ્યું છે કે

નમ્ર બચન મર્યાદસે ઇશ્વર વશ હો જાય
માનસકી કયા દેન હે આકે લાગે પાય.

ગૃહ સંસારમાં પુર્ણ લક્ષ, સ્વચ્છતા, ટાપટીપ, સંપ, સારૂં રાંધવું, શીવણ કામ જેવા બીજા હુન્નર સ્ત્રીનાં આ સંસારમાં આભુષણ છે.

એક સામાજીક કથામાં લખ્યું છે કે—"બન્ને વખત સાદો પણ મિષ્ટ અને સ્વચ્છ સ્વયંપાક, બાળકોની સારી સંભાળ, મહેમાનનો ચોગ્ય આદરસત્કાર, ગરીબ સ્થીતિમાં કરકસરથી ખર્ચ, પડોશાની સારી સ્થીતિ અને વૈભવ જોઇ તે પ્રમાણે પોતાને પણ જોઇએ એવી ઇચ્છાનો અભાવ, ઈત્યાદિ ગુણોથી મારી સ્ત્રી તરફ મારો પ્રેમ દિવસે દિવસે વધતો હતો. મારી સ્ત્રીની સુપ્રસન્ન મુદ્રા, તેનું ગૃહમાં પુર્ણ ચિત્ત અને સજ્જનપણું ઈત્યાદિ મારા સંસાર સુખનું મુખ્ય સાધન છે એવી મારી પક્કી સમજણ છે."

## આરોગ્યતા.

Self-preservation is the first law of nature.

તનદુરસ્તી એજ દોલત છે.
Health is wealth.
પહેલું સુખ તે જાતે નર્યા

**आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि।**
**पुनर्दारा पुनर्वित्तं न शरिरं पुनः पुनः ॥**

હે, આરોગ્ય દેવતા! તું આ પૃથ્વીપરના અત્યંત અમુલ્ય રત્નોથી પણ શ્રેષ્ટ છું. જીવને સદા આનંદમાં તુંજ રાખે છે. તેને પુષ્પ માફક તુંજ ખીલવે છે. સદ્ગુણનો સ્વાદ ચાખવા તુંજ રૂચી ઊત્પન્ન કરે છે. તારી જેનાપર કૃપા છે તેજ ભાગ્યશાળી. તું જેની

પાસે છે તેને કંઇ ન્યુનતા નથી, પણ તું જેની પાસે નથી તે હત-ભાગીને આ જગતમાં સર્વ વાતે ખોટ છે. જો. તને તારા ચાર મિત્રો સાથે માન આપે છે, તેને ત્યાં તું ચાકર પ્રમાણે આધિન થઈ રહે છે. સારાંશ તારા જેવો જગમાં બીજો કોઈ શ્રેષ્ટ નથી. અને તારા ચાર મિત્ર—મિતાહાર, ખુલ્લી હવા, નિત્ય વ્યાયામ અને અલ્પ ચિંતા-એમની યોગ્યતા જેટલી વખાણીએ તેટલી થોડીજ છે.

આપણામાં એક કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ ઘેર દીકરા ત્રીજું સુખ કુલવંતી નાર, ચોથું સુખ કોઠીએ જાર." શરીર સુખ એ અનેક સુખોમાંનું પહેલું સુખ છે. કુટુંબ દરેક વાતે સુખી હશે અને શરીરે આરોગ્ય નહિ હોય તો સર્વ સુખ નકામાંજ છે. કવિ દલપતરામે કહેલું છે કે—

શરીરે સુખી તો સુખી સર્વ વાતે
શરીરે દુઃખી તો દુઃખી છે સદા તે

આપણી સ્ત્રી સર્વ વાતે આપણા સંસાર સુખ માટે અનુકુળ હોય પણ તે રોગી છે તો સર્વ વ્યર્થ જાણવું. સ્ત્રી ભણેલી, પતિવ્રતા અને સદ્‌ગુણી છે, પુત્રો વિદ્વાન છે, ઘરમાં દ્રવ્ય પુષ્કળ છે, મતલબ મને સંસારમાં સર્વ વાતે સુખ છે, પણ કોઇ દિવસ હું, તો કોઈ દિવસ મારી સ્ત્રી, અને કોઈ દિવસ મારા પુત્ર પુત્રી, માંદાં થાય છે. ડૉકટરનું ઘર એક પણ દિવસ છોડાતું નથી. આવી સ્થીતિમાં મને સુખી કોણ કહેશે? આરોગ્યતા સિવાય સર્વ સુખ સાધનો એક એકડા વિના સો મીંડાં જેવાં છે. સ્ત્રી પુરૂષ નીરોગી હશે તો ભવિષ્યની પ્રજા પણ નિરોગી થશે, અને સ્ત્રી પુરૂષ રોગી હશે તો ભવિષ્યની પ્રજા પણ રોગી થશે. કહેવત છે કે "બાપ તેવા બેટા ને

વડ તેવા ટેટા." નાનો પુત્ર અગર પુત્રી માંદી થાય છે, ત્યારે માબાપને ઘણી ચિંતા થઇ અન્ય કંઇ સુઝતું નથી. પણ પુત્ર પુત્રી જ્યારે નિશાળમાંથી આવી આનંદથી રમે છે, ત્યારે માતપિતાના આનંદનો પાર રહેતો નથી. જ્યારે સ્ત્રી માંદી થાય છે ત્યારે ઘરનાં સર્વ કામો બંધ થાય છે અને વધારામાં માંદગીનાં કામો વધે છે. પતિ માંદો થાય છે ત્યારે રોજગાર અટકે છે. માંદગીને લીધે ખર્ચ થાય છે અને આખરે કર્જ થવાનો સંભવ રહે છે.

જે આરોગ્યતાપર સંસારનું દરેક સુખ આધાર રાખે છે તે આરોગ્યતા સાચવવા કુટુંબનાં મુખ્ય સ્ત્રી પુરૂષે પ્રથમ પોતાની જાત માટે કાળજી રાખી, કુટુંબનાં બીજાં માણસો પ્રત્યે કાળજી રાખવી જોઇએ. તનદુરસ્તી સાચવવા માટે નીચેની બાબતો તરફ લક્ષ આપવું જોઇએ.

આપણું રહેવાનું ઘર ખુલ્લી હવામાં જોઇએ. ઘરમાં ભેજ ન રહે તે માટે ચોક્કસ કાળજી રાખવી જોઇએ. ઘરની આજુબાજુ તથા, ઘરમાં સ્વચ્છતા જોઇએ. રાત્રે દશ મણની ગાદીમાં ગુલાબનું અત્તર છાંટી સુઇએ અને આંગણામાં ખાળના પાણીનો કાદવ થઇ મચ્છર રાત દિવસ ગાયન કરે એ શા કામનું? ઘરની બહાર તથા ઘરમાં સ્વચ્છતા અવશ્ય જોઇએ. પહેરવા સારૂ બનાત અગર બીજાં કિંમતી વસ્ત્ર નહિ હશે તો ચાલશે. કપડાંને રોજ ધોબી અસ્ત્રી નહિ કરે તો હરકત નહિ, પણ ધોએલાં સ્વચ્છ કપડાંની ખાસ જરૂર છે. ખોરાક પણ નિયમીત અને પચે તેવો હોવો જોઇએ. પીવાનું પાણી સ્વચ્છ જોઇએ.

વિમળ હવા જળવસ્ત્ર ને, હિત ભોજન મન સ્થિર
ઘટતી ગરમી ઘટિત ઘર, એ સાતે સુખી શરીર.

તનદુરસ્તી માટે ઉંઘની ખાસ જરૂર છે. ઉંઘ નિયમીત જોઇએ. દિવસે ઉંઘવાથી તનદુરસ્તી બગડે છે, અને રાત્રે મોડા સુવાથી પણ શરીરને નુકશાન થાય છે.

"Early to bed and early to rise,
Makes a man, healthy, wealthy and wise."

" રાતે વ્હેલો જે સુઈ, વ્હેલો ઊઠે વીર,
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર "

સવાર સાંજ થોડી ઘણી કસરતની ખાસ જરૂર છે. નાનાં બાળકો માટે તો આ વાત તેમના માતપિતાએ અવશ્ય લક્ષમાં લેવી જોઇએ.

આપણાપર લક્ષ્મીની કૃપા હોય એ આનંદની વાત છે તોપણ હર ઘડીએ ગાડી ઘોડા વિગેરેનો ઉપયોગ કરી શરીરને તસ્દી ન આપવી એ ડહાપણની વાત નથી. નિત્ય વ્યાયામની ખાસ જરૂર છે. કુટુંબમાં કોઈ માણુસ માંદુ થાય ત્યારે તેની સારવાર બહુ કાળજીથી કરવી જોઇએ. થતો રોગ અટકાવવા તરફ પેહેલાં લક્ષ આપવું જોઇએ આરોગ્યતા સંબંધી વાંચતાં મેં સેનીટરી પ્રાયમરમાં વાંચ્યું છે કે,—

"Health is much more easily kept than regained when lost. There is also a proverb "Preventive is better than cure." It is far better

to keep well than to get sick, even although we are cured at last."

"ગએલી તનદુરસ્તી પાછી મેળવવા કરતાં, તનદુરસ્તી પ્રથમથી વધારે સહેલાઇથી સચવાય છે. રોગ મટાડવા કરતાં પહેલેથીજ અટકાવવો એ ઘણું સારૂં છે. જો કે આપણે આખરે સારા થઇએ તો પણ માંદા થવા કરતાં તનદુરસ્તી સાચવવી એ ઘણું સારૂં છે"

હવે એક મુદ્દાની વાત એ છે કે, જેઓ સંસારમાં પડેલા છે તેમને કંઇને કંઈ ચિંતા તો હોય છેજ. કોઇને પૈસાની, તો કોઇને માદંગીની, તો કોઇને દુર્ગુણી સ્ત્રીની, તો કોઇને કુપુત્રની, તો કોઇને દેવાની, વિગેરે ચિંતા હોય છે. અલબત ગાનનો ધર્મ મન બજાવે છે પણ ચિંતા તનદુરસ્તીને બગાડનાર છે. જે થઈ ગયું તે નહિ થયું થશે નહિ માટે સંકટ નિવારણાર્થે અથવા કોઈ વસ્તુ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. ચિંતા કરવાથી શો લાભ છે? ચિંતા કરવાથીજ જો આપણું કાર્ય સિદ્ધ થાય તો ચાલો હું. કોઈ પણ પ્રયત્ન ન કરતાં વરસના ૩૬૫ દિવસ ચિંતા કરવામાં કાઢવા તૈયાર છું.

ચિંતાસે ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ને માન
ચિંતા બડી અભાગણી, ચિંતા ચેહ સમાન

એક કવિ કહે છે કે **ચિંતા** અને **ચિતામાં** માત્ર એક અનુસ્વારનો ફેર છે કારણ જીવતા માણસને ચિંતા બાળે છે અને મુએલા માણસને ચિતા બાળે છે.

ઉપર લખેલી અને દુર્વ્યસન વિગેરેનો ત્યાગ ઇત્યાદિ બીજી કેટલીક અન્ય બાબતો તરફ લક્ષ આપ્યાથી આપણી આરોગ્યતા સચવાશે અને આરોગ્યતા સાચવવાથી આપણા સંસારમાં સુખ થશે. આરોગ્યતાની કેટલી કિંમત છે તે નીચે લખેલા વાકયપરથી માલુમ પડશે.

"Health is a very great blessing. When we are well we are able to do our own work and to help others. Sickness takes away our strength and makes us a burden to those around us. A sick king may be miserable in his palace while a poor coolie enjoying health, may find life pleasant. ( Sanitary Primer .)

" આરોગ્યતા મોટો આશિર્વાદ છે. જ્યારે આપણે તનદુરસ્ત હોઇએ ત્યારે આપણે આપણાં કામ કરવા અને બીજાને મદદ કરવા શકિતમાન થઇએ છીએ. માંદગી આપણી શકિત લેઈ લે છે અને આપણા સંબંધીઓને આપણે બારરૂપ થઇએ છીએ. માંદગી ભોગવતો રાજા તેના મહેલમાં દુઃખ અનુભવે છે અને તનદુરસ્ત ગરીબ મજુર તેની જીંદગીમાં સુખ અનુભવે છે "

" જ્ઞાન સિંધુ " નામના પુસ્તકમાં તનદુરસ્તી સાચવવા કઈ કઈ બાબતોની ખાસ જરૂર છે તે વિષે નીચે પ્રમાણે લખ્યું છે.

૧. માનસિક અને શારીરિક પીડા બીલકુલ ન હોય એવા માબાપને પેટ જન્મ.

૨. બચપણમાં માના દુધપર પોષણ.

૩. તરૂણ વયમાં માનસિક શિક્ષણ કરતાં શારીરિક શિક્ષણ પોષણની અત્યંત કાળજી લેવી.

૪. સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી અને સ્વચ્છ અન્નનું સેવન.

૫. ઢીલાં કપડાં શરીરે પહેરવાં.

૬. સ્વભાવિક જે ઉંઘ આવે તે પુર્ણ અને શાંતિથી લેવી.

૭. અતિશય નહિ પણ સ્હેજે થાય તેટલોજ માનસિક અને શારીરિક શ્રમ કરવો.

૮. ઘરમાં સ્વચ્છતા અતિ રાખવી; સુર્ય પ્રકાશ અને હવા હમેશ ઘરમાં દાખલ થવા દેવાં.

૯. સંઘાસ સ્વચ્છ રાખવું અગર સ્વચ્છ જગોમાં શૌચવિધી કરવો.

૧૦ નિરૂપયોગી પદાર્થ શરીરમાં રહેવા દેવા નહિ. ફેફસું, ત્વચા, આંતરડી અને મુત્રાશયમાંના નિરૂપયોગી પદાર્થ બહાર કાઢી નાખવા તજવીજ કરવી અગર કરાવવી.

૧૧ વારંવાર શરીર ધોઈ લુછી નાખી સ્વચ્છ રાખવું.

૧૨ કપડાં જેટલી વખત બદલી શકાય તેટલી વખત બદલવાં.

૧૩ સ્વભાવિક ઈચ્છા યોગ્ય ઉપાયોથી તૃપ્ત રાખવી.

૧૪ શરીર અને મન યોગ્ય રીતે ઉદ્યોગમાં રાખવું.

## વિદ્યા.

———

१ नाम नरस्य रूपमधिकं प्रच्छन्न गुप्तं धनं ।

**विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरुः ॥**
**विद्या बंधुजने विदेश गमने विद्या परं दैवतं ।**
**विद्या राजसु पूजिता न तु धनं विद्या विहीनः पशुः ॥**

વિધા માણસની કાન્તિ છે. વિધા ગુપ્ત ધન છે, વિધા યશ અને સુખકર્તા છે. વિધા ગુરૂનો ગુરૂ છે. પરદેશમાં વિધા એક બંધુ છે. વિધા મોટું દૈવત છે. રાજા ધનને નહિ પણ વિધાનેજ પૂજે છે. એવી વિધા વગરનો જે માણસ તે પશુ જાણવો.

વિધાનુ મહત્વ કેટલું છે? વિધાની શી જરૂર છે ? અને વિધાથી કેટલા ફાયદા થાય છે વિગેરે બાબતો આજ આપણા સમજવામાં સારી રીતે આવી છે. દુનિયામાંની અદ્દભુત નવીન શોધો, દેશપરદેશ સાથે મોટા વેપાર, મોટમોટાં કારખાનાં, યંત્રો ઇત્યાદિ સર્વે વિધાનોજ પ્રતાપ છે. આજ આપણે વિધા દેવીના પ્રાબલ્યને સારી રીતે જાણીએ છીએ એટલે તે સંબંધી અહીં લખવાની જરૂર નથી.

આપણા સુખ માટે આપણે જેટલી વિદ્વતા મેળવીએ તેટલી ઓછીજ છે. " જેટલો ગોળ નાખીએ તેટલું ગળ્યું થાય " એ કહેવત આ ઠેકાણે બહુ લક્ષમાં રાખવાની છે. પ્રથમ તો આપણી માતૃભાષા આપણને પુર્ણપણે આવડવી જોઇએ. પછી આપણા રાજ્યકર્તાની ભાષા જાણવાની ખાસ જરૂર છે.

મેટ્રીક કરતાં બી. એ. અને બી. એ. કરતાં એમ. એ. થએલ વધારે સુખી થશે એ તો પ્રત્યક્ષ પ્રમાણજ છે તેને સીદ્ધ કરવાની જરૂર નથી. હાલ આપણા સંસાર સુખ માટે કયા કયા પ્રકારની કેળવણીની જરૂર છે તેનો વિચાર કરવાનો છે.

**વ્યવહારિક કેળવણી**—આપણામાં વ્યવહારિક કેળવણી ઘણી થોડી છે એમ લખવાને કંઇ હરકત નથી. વ્યવહારિક કેળવણી એટલે આપણા સંસાર વ્યવહારમાં જે બાબતોની જરૂર પડે છે તેનું જ્ઞાન. દાખલા તરીકે હું મારો પોતાનો અનુભવ આ ઠેકાણે લખું છું. હું મારી માતૃભાષાનાં છ ધોરણ પસાર કરી અંગ્રેજી ભણવા ગયો. મારી બુદ્ધિ પ્રમાણે ભણતાં હું મેટ્રીકયુલેશનના કલાસમાં દાખલ થયો. ગણિત વિષય તરફ મારૂં મુળથી વધારે ધ્યાન હોવાથી ત્રીરાશી, પંચરાશી, નફા તોટા, લોન, શેર વિગેરેના હિસાબ હું સારા ગણતો હતો. અમુક હોજને ચાર નળ છે. તેમાંનો એક દર કલાકે અમુક પાણી બહાર કાઢે છે. બીજો કલાકમાં હોજનો અમુક ભાગ ભરે છે. ત્રીજાની શક્તિ અમુક છે અને ચોથો મુકરર કામ કરે છે. ચોકસ વખતે હોજ ભરેલો યા અમુક ભાગ ખાલી છે તો દિવસના અમુક કલાકે હોજ કેટલો ભરાશે અગર ખાલી થશે એવા હિસાબ ગણતાં મને અતિ આનંદ થતો હવે આશ્ચર્યની વાત એજ કે ગરમીની રજામાં હું એક દિવસ બજારમાં મારા પિતા સાથે દાણા લેવા ગયો. બજારમાં જવાનો તો મને મુળથીજ અભાવ પણ અમારી ગરીબાઇને લીધે મારા ઘરમાં નોકર ચાકર નહોતા તેથી મારી મરજી વિરૂદ્ધ પણ મારે પિતાની આજ્ઞાને માન આપવું પડયું. બજારમાં જઈ ૧॥ મણ ૪॥ શેર ચોખા, બે મણ ૨॥ શેર દાળ વિગેરે અનાજ લીધું. પૈસા ચુકવી આપતી વખતે મને પિતાજીએ કહ્યું કે " પુત્ર સવા બે રૂપીયા દોઢ આનાના મણ ચોખા પ્રમાણે બે મણ સાડાચાર શેરનું શું થયું ? અને સવા ત્રણ અઢી આને મણ પ્રમાણે બે મણ અઢી શેરનું શું થયું ? " હું તરત ખીસામાંથી કા-

ગળ પેનસીલ કાઢી ડાયરીમાં ત્રીરાશી પ્રમાણે ગણવા બેઠો. મારા ગણતા પહેલાં તો મારા પિતાએ હિસાબ કરી પૈસા ચુકવી દીધા. પિતાએ મને કહ્યું કે " આવા વ્યવહારિક હિસાબો મોઢે ગણતાં આવડવા જોઇએ. મોટા મોટા શેઠીઆ શેરના હિસાબો ગણે છે અને આવા હિસાબ જે દુકાનદાર પળવારમાં મોઢે ગણે છે તે તને આવડતા નથી તેથી દુકાનદારે તારી પરિક્ષા કરી છે. "

બીજા દિવસથી મારા પિતાએ મને વ્યવહારિક શિક્ષણ આપવાની શરૂઆત કરી. દેશી હિસાબ છ સાત વર્ષે મારે ફરીથી વાંચવો પડયો. આજ આપણે નિશાળમાં જે શિક્ષણ લીધું છે તેના પર આપણે અપુર્ણ લક્ષ આપ્યું છે એમ અનુભવે સિદ્ધ થાય છે. મને ઉપર લખેલો હિસાબ મોઢે ગણતાં ન આવડયો ત્યારે મેં પિતાજીને કહ્યું કે " આવા હિસાબ મને મોઢે નહિ ગણતાં આવડે તો ચાલશે. મેટ્રીક પાસ થઈ કોલેજમાં જઈશ અને પછી બી. એ. થઈ મુનસફ અગર હાઇકોર્ટ વકીલ થઈશ અર્થાત્ મને પૈસો મળશે એટલે નોકર ચાકર રાખી કામ ચલાવીશ."

આ જવાબ સાંભળી મારા પિતા પ્રથમ મારી અજ્ઞાનતાને બહુજ હસ્યા અને મને કહ્યું કે " પુત્ર તું મુનસફ કે વકીલ થાય એમાં મને સંતોષ છે. પણ તેમ ન થતાં દશ રૂપીઆનો કારકુન અગર નાનો વેપારી થયો તો તને બહુ અડચણ પડશે.

દૈવ કૃપાએ શ્રીમંત થયો તો નોકર ચાકર જે કહેશે તેજ કબુલ કરવું પડશે. કારણ આવા શિક્ષણના અભાવે તેમની ભુલ યા લુચ્ચાઈ પકડવા તું સમર્થ થઈશ નહિ." મતલબ ઘર ખર્ચનું નામું, બજારમાં કાપડ, સોનું, રૂપું અને સ્ટેશનરી વિગેરે સારો નરસો માલ

પારખવાની શકિત, તથા ઘરનાં બીજાં કામો કરવાની આવડ વિગે-રે વ્યવહારિક શિક્ષણની આપણા સંસારમાં આપણને ખાસ જ-રૂર છે.—

**ધાર્મિક કેળવણી**—આ બાબતમાં પણ આપણે પછાત છીએ. ન્યુસપેપરો વાંચી રોજ દેશદેશાન્તરની ખબરો મેળવવી, અને સરકારી નોકરી માટે પરિક્ષા પસાર કરી દેશપરદેશના રાજા અને મુખ્ય પુરૂષોનાં જીવનવૃત્તાંત સ્મરણશક્તિમાં રાખ્યાં પણ "રામ-ની સીતા કોણ" એ પ્રશ્નના જવાબ વખતે માથું ખંજોળવું એ નવાઇ નથી કે? આપણો ધર્મ શો છે? આપણા ધાર્મિક ગ્રંથો કયા કયા છે? આપણા સંત સાધુ વિગેરે પુજ્ય લોકોનાં જીવન વૃત્તાંત કેવાં છે? વિગેરે બાબતોનું જ્ઞાન મેળવવું જોઇએ. આપણે તત્વજ્ઞાની અથવા તો મોટા ધાર્મિક ઉપદેશક નહિ થઇએ તો ચાલશે. પરંતુ આપણું કુળ દૈવત શું છે? આપણું નિત્ય કર્તવ્ય કર્મ શું છે? એ ખાસ જાણવું જોઇએ. આપણા શાસ્ત્રનાં આપણને શું શું ફરમાન છે? કુટુંબ અને પોતાનું પાલનપોષણ કર્યાની સાથે આપણી અન્ય ફરજો શી છે? તે જાણવું ખાસ અગત્યનું છે. આપણે કોણ? ક્યાંથી આવ્યા અને ક્યાં જવું છે તથા અહીં આપણાં સારાં નરસાં કરેલાં કૃત્યોનો કોને ક્યારે જવાબ આપવો પડશે, ઇત્યાદિ બાબતોનું જ્ઞાન હોવાથી આપણે અયોગ્ય માર્ગ તરફ જતાં અટકીશું. મનુષ્ય દેહનું મહત્વ શું છે? મનુષ્ય દેહ કેટલો દુર્લભ છે વિગેરે જાણ્યાથી આપણે અર્થ તથા પરમાર્થ બન્ને સાધી શકીશું. અર્થ અને પરમાર્થ જેણે સાધ્યા છે તેનો સંસાર સદા સુખીજ છે. ધાર્મિક કેળવણી આપ-ણા વિચારો ખીલવે છે, સદ્દગુણો તરફ માણસને લઇ જાય છે, દુર્ગુ-

ણોથી થતા નુકશાનનું ચિત્ર આબેહુબ બતાવે છે, વૃત્તિ સ્થિર કરે છે, ગંભીર બનાવે છે, ફોગટ પ્રયત્નોથી અટકાવે છે, દુનિયાના ક્ષણીક સુખ દુઃખથી થતા હર્ષ શોકમાં તણાતો અટકાવે છે વિગેરે ઘણા મહત્વના ફાયદા ધાર્મિક કેળવણીથી થાય છે.

**સામાન્ય કેળવણી**—અહીં હું એક અગત્યની બાબત સુચવું છું કે સાધારણ થોડું યા ઘણું વૈધક શાસ્ત્રનું જ્ઞાન આપણે પ્રાપ્ત કરી લેવું જોઇએ. આજકાલ વૈધક ગ્રંથો અને દવા તૈયાર મળી શકે છે. માત્ર તે સંબંધી આપણને જ્ઞાન ન હોવાથી તે તરફ આપણો અભાવ છે. સવારે પેટમાં દુઃખ્યું કે ચાલો ડૉકટર પાસે અને સાંજે માથું દુખ્યું તો દવાખાનામાં જવું પડે છે. આથી પૈસો અને વખત બન્નેનો વ્યય થાય છે. માટે સાધારણ પેટમાં દુખવું, માથું દુખવું, ઝાડા થવો, ગુમડું થવું, અલ્પ તાવ, વિગેરે જે ઘણી વખત થનારાં સામાન્ય દરદો છે તે મટાડવાનું જ્ઞાન હોવું જોઇએ. તેમજ સ્ત્રીઓએ બાળકોનાં સાધારણ દરદો મટાડવાનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ; આમ થવાથી ઊઠતાં બેસતાં દવાખાનામાં જવાનો વખત આવશે નહિ. મોટાં અને વધારે દુઃખદાયક દરદો વખતેજ ડોકટર યા વૈધ પાસે જવું પડશે.

આ સિવાય વખત અને પૈસાની સવડ હોય તો શકય તેવી બીજી સામાન્ય કેળવણી લીધાથી વધારે ફાયદો છે. મનને આનંદ આપવા ગાયનકળા, વાજીંત્ર વગાડવાની કળા વિગેરે અને ધન પ્રાપ્તી વધારે કરી લેવા બીજી અન્ય જાતની વિધા હુન્નર વિગેરેનું જ્ઞાન પ્રાપ્ત કરીએ તો તેથી ફાયદોજ છે. પણ આમાંથી જે શકય તેજ

કરવાનું છે. નહિ તો "લેને ગઈ પુત ને ખો આઈ ખસમ" એમ ન થવું જોઇએ.

## ઉદ્યોગ અને ધન પ્રાપ્તી.

**यस्यास्ति वित्तं, स नरः कुलीनः**
**स पण्डितः, स श्रुतिमान् गुणज्ञः।**
**स एव वक्ता, सच दर्शनीयः,**
**सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते. ॥१॥**

જેની પાસે દ્રવ્ય છે તેજ કુલીન ગણાય છે, તેજ પંડિત, તેજ ગુણવાન, તેજ વક્તા, તેજ દર્શન કરવા લાયક સર્વ ગુણ લક્ષ્મી એટલે દ્રવ્યમાંજ છે.

લક્ષ્મી દેવીની કેટલી સત્તા છે તે ઉપરના શ્લોકથી સ્પષ્ટપણે સમજાય છે. આપણામાં કહેવત છે કે "વસુ વિના નર પશુ." આપણે ગમે તેવા ગુણવાન અને ચાલાક હોઇએ તોપણ લક્ષ્મી વિના સર્વ સદ્‌ગુણ અંધારામાં રહી જાય છે. આપણા સંસાર સુખમાં પણ લક્ષ્મીની ખાસ જરૂર છે. આપણી પાસે પૈસો હશે તોજ સર્વ આપણાં નહિ તો નહિજ. સત્ય વિજય નામના નાટકમાં લખ્યું છે કે—

આશકા બાપ, નિરાશ કીમા

હોતે કી બ્હેન, જોરૂ સાથ,
પૈસા ગાંઠ, નિદાનકા દોસ્ત,
જાગે સો પાવે, સોવે સો ગુમાવે.

લક્ષ્મીનું મહત્વ ઘણુંજ છે. લક્ષ્મી જે આપણાં સુખ સાધનોમાંનું એક ઉત્તમ સાધન છે તે પ્રાપ્ત કરવા ઉદ્યોગ સિવાય બીજો માર્ગ નથી. કુટુંબમાં જ્યારે એકાદ માણસ કંઈજ ઉદ્યોગ કરતો નથી અને કુટુંબના મુખ્ય પુરૂષપરજ પોતાનો આધાર રાખે છે ત્યારે ઘરમાં બાળકથી તે મોટા સુધી સર્વ તેની વિટંબના કરે છે અને અણુકમાઊ સર્વની આંખમાં કાંકરી જેવો સાલે છે. મતલબ ઉદ્યોગી નરનેજ સુખ છે. ઉદ્યોગમાં સારી નોકરી, વેપાર, ખેતી ઈત્યાદિ સર્વ બાબતો સમાઇ જાય છે. પોતાની શક્તિ અને પોતાની રૂચી પ્રમાણે ઉદ્યોગ કરી દરેક માણસે લક્ષ્મી પ્રાપ્ત કરવાનું સાધન મેળવવું જોઇએ. ઉદ્યોગની બલીહારી જુદીજ છે. પશ્ચિમ તરફ આપણે નજર ફેરવીશું તો, આપણા સમજવામાં આવશે કે, તેમની આબાદી તેમના ઉદ્યોગને લીધેજ છે. ઉદ્યોગ એ ધન પ્રાપ્તીનું સાધન છે અને ધન પ્રાપ્તી આપણા સંસાર સુખનું સાધન છે એ તો ઉઘાડુંજ છે.

આપણે ચોક્કસ રીતે ધ્યાનમાં રાખવું જોઇએ કે, અનીતિ અને અયોગ્ય માર્ગે પૈસો મેળવવા પ્રયત્ન કરવો નહિ, કારણ આખરે તેમાં દુઃખજ છે. ગરીબ રહેવું એ અનીતિ અને અયોગ્ય માર્ગે મેળવેલા પૈસા કરતાં હજાર દરેજ્જે સારૂં છે.

આપણામાં ઘણા નશીબને વધારે મહત્વ આપે છે પણ નશીબ પાંગળું છે અને ઉદ્યોગ તે હાથ પગ છે. નશીબ ગાડી છે અને

ઉદ્યોગ ચાલક છે. પ્રયત્નમાં સદા ફતેહ છે એ સિદ્ધાંત ભુલવો નહિ જોઇએ. આપણી ફતેહ અથવા હાર આપણા પોતાના પ્રયત્નો પર આધાર રાખે છે. કહેવત છે કે—" Every man is the architect of his own fortune. " દરેક માણસ પોતાનું નશીબ ઘડનાર કારીગર છે. નશીબ સંબંધી નિબંધ વાંચતાં મારા વાંચવામાં આવ્યું છે કે "..... And Shakespeare has a saying which seems to glance both at the necessity for our own exertions and at the limitations under which these must ever be put forth.

" There is a Providence that shapes our ends Rough hew them how we may" (Essays.)

" મહાન્ કવિ શેકસપીઅરની કહેવત આપણા પોતાના પ્રયત્નોની જરૂરીઆત અને તેની હદ તરફ ઇશારો કરે છે કે " આપણા પ્રયત્નોને ઇશ્વર આખરે યોગ્ય આકાર આપે છે. "

અહીં ખુલાસો કરવાની જરૂર છે કે, જે શ્રીમંત છે તેમને ઉદ્યોગ કરવાની શી જરૂર છે ? લક્ષ્મી ચંચળ છે, દુનિયામાં આજ આપણે ઘણી ઊથલપાથલ જોઈએ છીએ કે પહેલા દસકામાં શ્રીમંત તો, બીજા દસકામાં નિર્ધન થાય છે. કાવ્યદોહનમાં લખ્યું છે કે–

લક્ષ્મી કોઇની નથી, બીજુ કોનું મૃત્ય;
સ્નેહ સંબંધ ગણે નહિ, તજી જાય છે તર્ત.
રૂડા નવે ગણે ન જુવે કોનાં કૃત્ય;
ઘર કે રણુ દાખે નહિ તજી જાય છે તર્ત.

કેળા કરેળા નવ જુવે સ્નેહ શું નાણે સર્ત,
નાનું મોટું નવ જુવે તજી જાય છે તર્ત.
રૂપ કરૂપને નવ ગણે, વિવેક વિધા વર્ત,
ઊંચ નીચને નવ ગણે તજી જાય છે તર્ત.
લક્ષ્મી ભુંડી લક્ષ નવ ગણે, જાણે ભુંડું મર્ત્ય,
ખેલે ખવરાવે ખાંતથી, તજી જાય છે તર્ત.

શ્રીમંત હોઇએ તો પણ ઉદ્યોગ એ શરીર રૂપી ઝાડને પોષણ કર્તા છે અને તનદુરસ્તીને વધારનાર છે માટેજ સર્વ કોઇએ ઉદ્યોગ કરવો જોઇએ.

"If man must eat bread in the sweat of his brow, the bread so eaten is of all food the sweetest." (Essays).

" મેહેનત કરી પરસેવો ઉતારી મેળવેલી રોટલી બીજા બધા ખોરાક કરતાં વધારે મિષ્ટ છે. "

**उद्यमः साहसं धैर्यं बुद्धीः शक्तिः पराक्रमः।**
**षडेते यत्र वर्तंते तत्र देवः सहाय कृत् ॥**

ઊધમ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ, અને પરાક્રમ એ છ ગુણ જેનામાં છે તેને ઇશ્વર સહાય કરે છે.

આ ઉપરથી પ્રિય વાંચકોની ધ્યાનમાં આવશે કે, ઉદ્યોગ એજ માણુસ જાતનું ભુષણ છે. ઉદ્યોગ એજ ઉત્તમમાં ઉત્તમ અલંકાર છે. ઉદ્યોગ સિવાય ધન પ્રાપ્તી નથી એ તો સિદ્ધ થએલ સિદ્ધાંતજ છે.

અહીં લખવાની જરૂર છે કે, આપણે કયો ને કેવો ઉદ્યોગ

પસંદ કરવો જોઇએ? આપણામાં એક એવો વ્હેમ ચાલે છે કે, અમુક માણસે અમુકજ ઉદ્યોગ કરવો જોઇએ. હજાર માણસની અજાયબી વચ્ચે સાહેબી ભોગવનાર, સરકારી અમલદારના છોકરાથી ગાંધીનો ધંધો કરાય નહિ, અથવા તો ગાંધીની દુકાને ગુમાસ્તાની નોકરી કરાય નહિ. આનો અર્થ એટલોજ કે પરચુરણ ગાંધીનો ધંધો યા તો તેવા માણસની ગુમાસ્તી તરીકે નોકરી કરવી એ જરા તેમની યોગ્યતાના પ્રમાણમાં સારૂં દેખાતું નથી. ઇત્યાદિ વિચારો હજુ સુધી આપણામાંના કેટલાકના મગજમાંથી ખસતા નથી. પણ તેવા વિચાર કરનાર અને તેવી સમજણવાળા પુરૂષને હું એમ પ્રશ્ન પુછુંછું કે, પુત્રમાં પિતા જેટલી યોગ્યતા અને શકિત ન હોય તો તેણે શું કરવું? યોગ્યતા અને શકિત ભાડે મળી શકે એવો જો કુદરતનો નિયમ હોત તો અલબત હું પણ તેવા પુત્રોને શકિત અને યોગ્યતા ભાડે લાવી, અથવા ઉછીની લેઇને પિતા જેવી સાહેબી લેવાને ભલામણ કરત.

સારાંશ એજ કે, આ બાબત પોતાની શકિત અને યોગ્યતાપર આધાર રાખે છે. શ્રીમંત યા પોકળ આબરૂદારના છોકરાથી અમુક અમુક ઉદ્યોગ થાય નહિ એ મોટી ભુલ ભરેલી સમજણ છે. નાની શરૂઆત એજ પૈસાદાર કે પિતા જેટલી યોગ્યતા મેળવવાનો ખરો રસ્તો છે. કારણ નાની શરૂઆતથી સર્વ વાતો યા સર્વ કામો તરફ આપણે સ્વતઃ લક્ષ આપી શકીએ છીએ અને તેમ કરવાથી આપણને પુર્ણ અનુભવ થાય છે. આખરે આપણો અનુભવ અને આપણી આવડ આપણને મોટાં કાર્યો આરંભવા આગ્રહ કરે છે. આજ એવા પણ દાખલા મળી આવે છે કે સવારથી સાંજ

સુધી મોહોલ્લે મોહોલ્લે પોકાર કરી આથડનાર અથવા તો એ ગજ જમીન રોકી બે છાબડી લેઇ ચણા મમરા વેચનાર ધીરે ધીરે અને અનુભવ મેળવતાં મેળવતાં મોટા લક્ષાધિશ આબરૂદાર થયા છે.

મતલબ ગમે તે પ્રકારના નાના ધંધામાં આબરૂ નથી અને તેવા ધંધા આબરૂદારના પુત્રોથી થાય નહિ એવી સમજણ જયાં સુધી આપણામાં છે ત્યાં સુધી આપણો ઉદય થવામાં ઘણી હરકતો આવવાની. વારૂ, નોકરી તરફ જોઇએ તો ત્યાં પણ તેવોજ વ્હેમ જોવામાં આવે છે. નગરશેઠ અગર જડજ સાહેબનો છોકરો એ તો દશ રૂપરડીની કારકુની કરી શકે નહિ અને બી. એ. પછી પ્રાસ દરી માટે બાર રૂપીયાની નોકરી થાય નહિ. આ વ્હેમ પણ ઉપર બતાવેલા વ્હેમ જેવોજ છે. મોટા મોટા અમલદારો નિશાળેથી ઉઠી એકદમ અમલદારના હોદ્દાનો ચાર્જ લેતા નથી. ધીરે ધીરેજ ચઢાય છે. માત્ર નીચ, હલકા, નીતિને બગાડનાર, કુળને કલંક લગાડનાર ધંધો યા નોકરી કરવી નહિ.

આજ સુધરેલી દુનિયા અને ત્યાંના લોકો એવા મતના છે કે જેને જે ધંધો પસંદ પડે તેણે તે ધંધો કરવો. સ્વતંત્ર ધંધો કરવાની ઇચ્છાવાળાએ સ્વતંત્ર ધંધોજ કરવો જોઇએ, તેમણે નોકરી કરવી નહિ. ખાનગી યા સરકારી નોકરી કરવાની ઇચ્છાવાળાએ ખાનગી યા સરકારી નોકરીજ કરવી. ખેતી કરવાની ઇચ્છાવાળાએ ખેતીજ કરવી અને કાપડનો વેપાર કરવાની ઇચ્છાવાળાએ કાપડનો વેપારજ કરવો. સારાંશ પોતાની ઇચ્છાને પ્રાધાન્ય અને મહત્વ આપવું જોઇએ. આ સિદ્ધાન્તમાં ઘણું સત્ય રહેલું છે એમ અનુભવને

અંતે સિદ્ધ થાય છે. જે વિચાર ઘણા દિવસથી મગજમાં ભમતા હોય તે વિચારોને પાર પાડવા પ્રયત્ન કરવો એમાં ફતેહની આશા રહેલી છે. મતલબ આપણી રૂચી પુર્ણ કરવી એ સુખ મેળવવાનું એક સાધન છે. ઉદ્યોગની પસંદગી થયા પછી દ્રઢ નિશ્ચયની ખાસ જરૂર રહે છે. કારણ કેટલીક વખતે એવા સંજોગો બને છે કે આપણા પસંદ કરેલા ઉદ્યોગમાં આપણે ધારેલી આશા યા ફતેહ કરતાં થોડી આશા અને ફતેહ જણાય છે. આવી વખતે પુર્ણ વિચાર અને ચોકસ તપાસ કરી જાણવું જોઇએ કે આપણા વિચાર ભુલભરેલા છે કે શું? આપણે ધારેલી ફતેહ મેળવવા આપણે શા શા પગલાં ભરવાં જોઇએ ઇત્યાદિ મહત્વના બાબતો તરફ લક્ષ આપ્યાથી આપણે વધારે ફાવી શકીશું. હાલ આપણામાં મુખ્ય એક એ ખામી જોવામાં આવે છે કે, જે ઉદ્યોગ આપણે પસંદ કરીએ છીએ તે માથે લેતા પહેલાં આપણને તેનું પુર્ણ જ્ઞાન, અને પુર્ણ અનુભવ હોવા જોઇએ તે હોતાં નથી. વાંચકોને, વારંવાર યાદ કરાવું છું કે, અનુભવને દરેક બાબતમાં પ્રાધાન્ય અને વધારે મહત્વ આપવું જોઇએ. ઉપરચોટીયું જ્ઞાન લેવું એજ પ્રથમ આપણા ભવિષ્યના ધંધામાં નિરાશાની નિશાની છે. પુર્ણ જ્ઞાન અને પુર્ણ અનુભવ એ ફતેહ મેળવી આપ્યા વગર રહેતાં નથી.

ઉદ્યોગની પસંદગી કરતાં મારે જણાવવું જોઇએ કે, તેમાં બળાતકારી પસંદગી હોવી ન જોઇએ, અથવા તો "ગાડરીયો પ્રવાહ ચાલ્યો એટલે ચાલ્યો" એ ન્યાય હોવો ન જોઇએ. પોતાનો મિત્ર પોતાના કરતાં સારા યા વધારે ફતેહવાળા ધંધાની પસંદગી કરે તો આપણે પણ તેજ પસંદગી બળાતકારે અગર હરીફાઇ કરવાના વિ-

આરે કરવી ન જોઇએ. આપણી શક્તિ અને યોગ્યતા વિચારી કોઈપણ ઉદ્યોગ આરંભવો જોઇએ. મોર નાચ્યો એટલે મરઘડાએ નાચવું નહિ. ઉદ્યોગમાં ફતેહ મેળવવાને માટે આપણે પ્રથમ એ મંત્ર જપવો જોઇએ કે, "એક નિશ્ચયથી અને સચ્ચાઇથી સદોદિત આપણા ઉદ્યોગમાં આળસ, અને કંટાળા સિવાય મચ્યા રહેવું જોઈએ." નિરાશા ઉત્પન્ન થતાં નશીબપર દોષ ન મુકતાં આપણા પ્રયત્નો અગર આપણા અનુભવમાં શી શી ખામી છે તે જાણી તેને સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. અહીં ધ્યાનમાં રાખવું જોઇએ કે આપણી શક્તિ, અને આપણા અનુભવની યોગ્યતા ઉપરાંત પ્રયત્ન કરવો એ ભુલભરેલો છે. "માબાપ કોઈ રોટલાનો કકડો આપોને" એવા પોકાર કરી ભીખ માગનાર ભીખારી એકાદ દેશનો રાજા થવા પ્રયત્ન કરે અને તેમાં તેને જેટલી ફતેહ મળે તેટલીજ ફતેહ, યોગ્યતા અને શક્તિ બહારના પ્રયત્ન કરનારને મળે. જેમ જેમ આપણી યોગ્યતા, શક્તિ અને અનુભવ વધતાં જાય તેમ તેમ આપણા પ્રયત્નો પણ વધારે ફતેહ અને વધારે આરંભ કરવા વધતા જશે. ઉદ્યોગ આરંભવામાં આ એક ગુરૂમંત્રજ છે.

ઉપર લખેલી બાબતો લક્ષમાં રાખી પસંદગીમાં ઉતરેલો ઉદ્યોગ કરતાં દેશ, કાળ, અને સ્થીતિ તરફ લક્ષ આપવું જોઇએ. કોઇપણ ધંધો અગર કોઇપણ નોકરી તરફ લક્ષ આપીશું તો પહેલાં કરતાં હાલ તેમાં ઘણો ફેરફાર કરવાની જરૂર છે. માટે યોગ્ય વખતે યોગ્ય ફેરફારને પણ માન આપવું એ ડહાપણનું કામ છે. એકજ વાત પકડી રહેવી એ ભુલભરેલું છે. યોગ્ય અનુભવી સલાહકારની સલાહને માન આપવું એ આપણી ફતેહ નજીક

પહોંચવા બરાબર છે. સમય બદલાતો જાય છે, સમયની સાથે લોકોની રૂચી બદલાતી જાય છે અને રૂચી બદલાઈ કે રહેણી કરણી પણ બદલાવા લાગે છે. વિચારોમાં પણ ફેરફાર થઇ જાય છે. આવી બાબતો નોકરી કરનાર કરતાં સ્વતંત્ર ધંધો કરનારને વધારે ઉપયોગી છે એ ખાસ લક્ષમાં રાખવું જોઇએ. નોકરી કરનારને તો ફક્ત પોતાના ઉપરી અધિકારીની રૂચીને પ્રાધાન્ય આપવાનું છે પણ સ્વતંત્ર ધંધો કરનારને આખી આલમની રૂચી એકઠી કરી તેમાંથી સર્વને પસંદ પડે તેવી રૂચી ઉત્પન્ન કરવાની જરૂર છે.

કોઈ પુછશે કે આટલા બધા પ્રયત્નો કરી ઉદ્યોગ કરવાનું કારણ શું ? બાળક પણ આ પ્રશ્નનો જવાબ આપી શકશે કે ઉદ્યોગ કરી આપણે તેના પરિણામમાં ધન પ્રાપ્તી કરવાની છે. દ્રવ્યથીજ અનેક પ્રકારનાં સુખ ભોગવી શકાય. નિર્ધન માણસને કેવી વિટંબના આવી પડે છે એ વાત લખવાની જરૂર નથી. આપણી પાસે પૈસો હશે તોજ આપણે આપણી ઇચ્છાને તૃપ્ત કરી શકીશું. પૈસા સિવાય આપણી લોકમાં ચાહના થશે નહિ, લોક પ્રીતિ મળશે નહિ, વધારે તો શું પણ આપણા કુટુંબનાં માણસો પણ પૈસાનેજ માન આપશે. આપણી પાસે દ્રવ્ય નહિ હશે તો આપણાં પોતાનાં સગાવ્હાલાં, ઇષ્ટ મિત્ર, ભાઇ બેન ઇત્યાદિ આપણા તરફ અણગમો કરશે. નિર્ધનતા એ તો એક પ્રકારની આપણા માથે લટકતી તરવાર છે ગમે ત્યાં જાવ, ગમે તે કરો પણ જો આપણી પાસે પૈસો નહિ હશે તો સર્વ વ્યર્થ સમજવું. આજનો જમાનો પૈસાને માન આપનાર છે. આજનો જમાનો પૈસાદારનાં દ્વાર આગળ દ્વારપાળનું કામ કરનાર છે, અરે

નિર્ધનીના સાચા, યોગ્ય અને ફતેહ મળે એવા પ્રયત્નોને દ્રવ્ય ધક્કા મારી કાઢી મુકે છે.

આ બધું ખરૂં તોપણ વાંચકોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે, અયોગ્ય માર્ગે મેળવેલા ધનને ઉપર લખેલું માન નથી. તેને ક્ષણભંગુર મોહિની સમજવાની છે. અયોગ્ય માર્ગે મેળવેલું ધન છેવટે ખરાબ પરિણામ લાવે છે એમ ઘણા દાખલાથી જણાયું છે. "બકરી વારંવાર આદુ ખાતી નથી." કોઇ વખત અયોગ્ય માર્ગમાં આપણે એવા તો સપડાઇએ છીએ કે તેમાંથી છુટવાને મેળવેલું સર્વ ધન અને વ્યાજમાં બીજું પણ ઉમેરાઇ સર્વ દ્રવ્યનો ભોગ આપવો પડે છે. પછી "એ રામ એના એ" એમ થાય છે.

સારાંશ એટલોજ કે યોગ્ય અને નીતિને કલંક ન લાગે તેવો ઉદ્યોગ કરી, ધન પ્રાપ્ત કરવું એજ આપણને સુખ આપનાર છે.

## પુત્ર અથવા આપણા ભવિષ્યના ટેકા.

**एकोपि गुणवान् पुत्रो निर्गुणैः किं शतनतैः ॥**
**एकश्चंद्रो गजच्चक्षुः नक्षत्रैः किं प्रयोजनम्**

પુત્ર એકજ હોય પણ તે ગુણવાન હોવો જોઇએ. ગુણહીન સો પુત્રો હશે પણ તેમનાથી કંઇજ ફાયદો નથી. ચંદ્ર એકજ છે તોપણ સર્વ જગતને પ્રકાશિત કરે છે, અને નક્ષત્રો હજારો છે પણ તેમનો પ્રકાશ નથી. વળી સપુત વિષે સામળ ભટ કહે છે કેઃ—

## છપ્પા.

સપુત નામ સરદાર, કોઈ ઉપર નવ કોપે;
સપુત નામ સરદાર, પિતાનું વચન ન લોપે.
સપુત નામ સરદાર, બાપનું કુળ ઉદ્ધારે;
સપુત નામ સરદાર, હોય સમરથ પણ હારે.
વળિ સપુત નામ સરદાર તે, કુટુંબનું પોષણ કરે;
સામળ કહે સપુત સુલક્ષણા, માતપિતા જેનાં ઠરે.

## કપુત વિષે.

કપૂત કહિએ તેહ, બહૂ પરિયાને બોળે;
કપૂત કહિયે તેહ, ધર્મ ધારણ નવ તોળે.
કપૂત કહિયે તેહ, રંક જનને રંજાડે;
કપૂત કહિયે તેહ, ભવન ઝાઝાં ભંજાડે,
એવા તો કપુત અનેક છે, અહંકાર ધરે આપનો
સામળ કહે સહુથી કપૂત જે, **બોલ ઉથાપે બાપનો.**

ઉપર લખેલાં સામળભટનાં અમુલ્ય વાક્યોપરથી આપણે સમજીશું કે, સુપુત્રો એ આપણા સંસાર સુખનું સાધન છે. સુપુત્રથી માબાપ તથા કુટુંબને કેટલો આનંદ અને સંતોષ છે અને કુપુત્રથી તેમને કેટલો સંતાપ થાય છે, એ વાતનો વાંચકોને સ્વતઃ અનુભવ હશે, સાંભળ્યું હશે, વાંચ્યું હશે અગર જોયું પણ હશે એટલે તે સંબંધી અહીં ન લખતાં પોતાની જાત, પોતાનો સંસાર અને પોતાના કુંટુંબના સુખ માટે સદ્ગુણી પુત્રો કરવા આપણે તેમને કેવી રીતે કેળવવા જોઇએ, એ બાબતનોજ અહીં વિચાર કરવાનો છે.

હું લખવાને આંચકો ખાતો નથી કે, સદ્‌ગુણી યા દુર્ગુણી પુત્રો થવા, ન થવા, એ પુત્રોના માબાપપર મોટો આધાર રાખે છે અને તે માટે માબાપ જવાબદાર છે એ પુર્ણપણે લક્ષમાં રાખવું જોઇએ.

સરસ્વતી ચંદ્ર ભા. ૨. પૃ. ૩૬ માં લખ્યું છે કે "...કુંવરનું વય આજ કોમળ છે માટે બહુ સંભાળથી એને ઉછેરજો. સરત રાખજો કે, એને મ્હારે તમારા જેવો બ્રાહ્મણ નથી કરવો કે, વૈશ્ય નથી કરવો. બ્રાહ્મણ, વૈસ્ય, મ્લેચ્છ, ઇંગ્રેજ અને એવા એવા સર્વ લોકની વિદ્યા એ સમજી જાય, અને સર્વની કળા જાણી જાય, સર્વેની સાથે પોતાના ધર્મ પાળવા સમજે, એવું એવું સર્વ એને શીખવજો. પણ યાદ રાખજો કે ઇંગ્રેજ, બ્રાહ્મણ કે બીજા કોઇનો કે તમારો પોતાનો કંઈ પણ ગુણ એનામાં આવ્યો દીઠો તો તમારી નોકરીમાં કસુર થઇ ગણીશ. એ કુમાર મારી વૃદ્ધાવસ્થામાં મારો ટેકવાનો દંડ છે, મારા રાજ્યની આશા છે મારા વંશનું ભવિષ્ય છે, મારા કુળની પ્રતિષ્ઠા છે, + + + અને હમેશ યાદ રાખજો કે એ મણી છે પણ નાગને માથે છે અને તમારે નાગની સાથે કામ છે. નાગ પ્રસન્ન થાય તો રત્નનો ભંડાર ઉઘાડો મુકે પણ તે કોપે તો તેની દાઢમાં યમના દૂત નિરંતર સજ્જ છે તે યાદ રાખજો."

પુત્રપુત્રીના ભવિષ્યના ઉદયનું મુળ કેળવણીમાંજ છે. પુત્ર પ્રસવ થાય ત્યારથી માતાની પુત્ર પ્રત્યેની ફરજો અને જવાબદારીનો પણ પ્રસવ થાય છે. માતાએ પ્રથમ તેની આરોગ્યતા જાળવવા પ્રયત્ન કરવો જોઇએ. પછી જેમ જેમ બાળક મોટું થાય, તેમ તેમ યોગ્ય વખતે યોગ્ય

કેળવણી તેને આપવી જોઇએ. અહીં એમ નથી સમજવાનું કે પિતાપર બાળક સમજણું થયા પછી જવાબદારી પડે છે. માતપિતા બન્ને એકજ વખતથી સરખાં જવાબદાર થાય છે.

બાલ્યાવસ્થામાં બાળકમાં અનુકરણ કરવાની શક્તિ, તરૂણ અવસ્થા કરતાં ઘણી વધારે તીવ્ર હોય છે. માટે બાળક સાથે અયોગ્ય ભાષણ અથવા તો ભય બતાવવું, વિગેરે કૃત્રિમની ખાતર પ્રથમ આપણે કરીએ છીએ પણ અંતે તે ઘાતક થાય છે. માતપિતા અને બીજાં ઘરનાં માણસોની વર્તણુકનું. કૃતીનુ ભાષણનું બાળક અનુકરણ કરે છે. પિતા માથાપર વાંકી ટોપી યા પાઘડી મુકે કે બાળક તરત તેવું કરે છે. પિતા એક પ્રકારની ભપકા અને દમામભરેલી ચાલ ચાલે કે, બાળક તેનુંજ ચિત્ર ચિતરે છે. આવી બાળકની અનુકરણ કરવાની તીવ્ર શક્તિનો સાક્ષી માટે આપણે બાળકને પુછીએ છીએ "કીકા તારા બાપા કેમ ચાલે છે? તારી માની આંખો કેવી થાય છે?" વિગેરે પ્રશ્નોના જવાબમાં બાળક તેમની નકલ કરી બતાવે છે. વળી બોલતાં બોલતાં કોઇ વખત બાળક એવો માર્મિક શબ્દ બોલે છે કે, તેવો શબ્દ ઉત્તમ લેખક અને વક્તાને પણ મુસ્કેલ પડે છે. આ વાતનો સર્વને થોડો ઘણો અનુભવ હોવોજ જોઇએ. માટે પ્રથમથીજ આપણું વર્તન શુદ્ધ જોઇએ. બાલ્યાવસ્થામાં તેનાં યોગ્ય રીતેજ લાડ લડાવવાં જોઇએ, અને તેનાં યોગ્ય અયોગ્ય કૃત્યો માટે તેને સારી સમજણ આપવી જોઇએ બાળકને સાધારણ સમજસ આવે કે તરતજ તેને શિક્ષણદાન આપવાની શરૂઆત કરવી જોઇએ પુત્રપુત્રીને નિશાળમાં મોકલવાની શરૂઆત કરી એટલે માતપિતા, પોતાની ફરજ અને જવાબદારીમાંથી મુ-

ક્ત થતાં નથી. નિશાળમાં તેની કૃતી તરફ ઝીણી નજર રાખી ઘેર તેને ધાર્મિક, વ્યવહારિક, નૈતિક શિક્ષણ આપવું જોઇએ. સદર શિક્ષણના મહત્વ માટે પાછળ લખેલું છે એટલે અહીં ફરીથી લખવાની જરૂર નથી.

શિક્ષણ આપ્યા પછી યોગ્ય વયે યોગ્ય ઉદ્યોગ તરફ તેને દોરવો જોઇએ. માતપિતાએ પુત્રપુત્રીને જે યોગ્ય સ્વતંત્રતા છે તેથી દુર કરવાં નહિ અને યોગ્ય સ્વતંત્રતાનો ગેરઉપયોગ કરવા તેમને તક આપવી જોઇએ નહિ. વિગેરે બાબતો ધ્યાનમાં રાખ્યાથી પુત્ર સદ્‌ગુણી થશે. યોગ્ય વય વિત્યા બાદ પિતા પુત્રને કંઇ કહેવાને અગર ઠપકો દેવાને પણ અચકાય છે. આવા પ્રસંગે પુત્રે જાણવું જોઇએ કે, માતાપિતા પુજ્ય છે, શ્રેષ્ટ છે, દેવ છે. માટે તેમની આજ્ઞાને સદા માન આપી તેમને સુખને આનંદ થાય તેમજ ચાલવું જોઇએ. કેટલાક એવા પણ દાખલા બને છે કે પિતા ગરીબાઇમાંજ પોતાનું આયુષ્ય પુરૂં કરે છે અને તેનો પુત્ર કોઇ મોટો સરકારી હોદ્દેદાર અગર મોટો વેપારી બને છે અથવા તો વધારે વિદ્યા પ્રાપ્ત કરે છે. આવા સમયે પુત્રે જાણવું જોઇએ કે સર્વ સુખ એ ઘરડાં માબાપના આશીર્વાદનો પ્રતાપ છે. પિતાએ કંઈ કહ્યું કે જવાબમાં "નહિ નહિ, તેમ નહિ બને, આ બાબતમાં તમો સમજતા નથી" આ બોલોમાં સત્ય હોય તોપણ તેમ નહિ કરવું જોઇએ અને તેવે પ્રસંગે એક મહત્વની વાત લક્ષમાં રાખવી જોઇએ કે, ફક્ત પુસ્તકોથી મેળવેલા જ્ઞાન કરતાં, અનુભવ જ્ઞાન ઉંચ સ્થાન ભોગવે છે. કાયદાની લીટીએ લીટીને અક્ષરેઅક્ષર મોઢે કરનાર વકીલ કરતાં અનુભવી વકીલ વધારે પ્રખ્યાતી પામે છે. પુત્ર કરતાં પિતાએ કેટ-

કાંક ચોમાસાં વધારે કાઢ્યાં છે અર્થાત પિતાને અનુભવ વધારે છે માટે તેમના મતનું ખંડન કરવાં કરતાં તેમની સલાહ વધારે ઉપયોગી છે. જેના સંસારમાં પુત્ર વિદ્વાન્ આજ્ઞાંકિત વિવેકી અને સદ્ગુણી છે તેના સંસારસુખની તો એક બલીહારીજ છે.

## સન્મિત્ર.

पापान्निवारयति योजयते हिताय
गुह्यं च गूहति गुणान्प्रकटी करोति ।
आपद्गतं च न जहाति ददाति काले
सन्मित्र लक्षण मिदं प्रवदन्ति सन्तः ॥

(નીતિશતક)

"પાપથી નિવારણ કરે છે, કલ્યાણકારક આચરણમાં લગાડે છે, ગુપ્ત વાતને છુપાવે છે, ગુણને પ્રસિદ્ધ કરે છે, આપત્તિ વખતે પણ છોડતો નથી અને સમયે ધન વિગેરે પણ આપે છે એ પ્રકારનું સારા મિત્રોનું લક્ષણ છે એમ સત્પુરૂષો કહે છે."

આપણા સંસાર સુખ સાધનોમાંનું સારો મિત્ર એ પણ એક સાધન છે. મિત્રની જો વ્યાખ્યા કરીએ તો મિત્ર એટલે બે પુરૂષ અગર બે સ્ત્રીઓ અગર પુરૂષ અને સ્ત્રી વચ્ચે બંધાએલી નિર્મળ નિષ્કપટ પ્રેમની કદિ ન છુટે એવી ગાંઠ.

માણસને મિત્રની જરૂર શી. બહારની અને અંતરની વ્યાધિ દૂર થવા માટે તેની પાકી જરૂર છે. મિત્રની યોગ્યતા બહુ વધારે છે

અને તેથીજ જે બાબતોમાં પિતા, માતા, ભાઇ, બેન, સ્ત્રી આપણુંને મદદ કરી શકતાં નથી તેવી બાબતોમાં મિત્ર આપણુને મદદ કરી શકે છે. જે બાબત આપણે કોઇને પણ કહી શકતા નથી તે બાબત મિત્ર આગળ ખુલ્લા દિલથી કહી તેની સલાહ અને મદદ મેળવીએ છીએ. જુના ગ્રંથો વાંચવાથી આપણે જાણીશું કે, મિત્ર જેવી મદદ કરે છે તેવી મદદ બીજો કોઇ કરી શકતો નથી. વધારે તો શું પણ સારો મિત્ર પોતાના મિત્રને પ્રાણ પણ આપવા ચુકતો નથી.

અર્થાત મિત્રની આપણને ખાસ જરૂર છે. ત્યારે આપણે કેવો મિત્ર પસંદ કરવો જોઇએ? એ મુદ્દાના સવાલના નિર્ણયની ખાસ જરૂર છે. પોતાની સ્થિતિ જેવો, પોતાના સ્વભાવને મળતો, સદ્‍ગુણી અને સંકટ સમયે ન છોડનાર મિત્ર પસંદ કરવો જોઇએ અને તેવો પસંદ કરેલો તેજ ખરો મિત્ર સમજવો. નહિતો,

"શેરી મિત્રો સો ગણા,
તાળી મિત્ર અનેક;
ભીડ પડે ભાગે નહિં
સો લાખનમેં એક."

માટે "A friend in need is a friend indeed!
સંકટ સમયે કામમાં આવે અર્થાત મદદ કરે તેજ ખરો મિત્ર છે.

"મિત્ર એસા કીજીએ,
જેસા શીરકા બાલ;
કટે બધે પીછે કટે,
તોય ન છોડે ખ્યાલ."

## शार्दूल विक्रीडित व्रत.

**क्षीरेणात्मगतोदकाय हि गुणादत्ताः पुरा तेऽखिलाः**
**क्षीरे तापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुतः**
**गन्तुं पावक मुन्मनस्तद भवद् दृष्ट्वा तु मित्रापदं**
**युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदृशी ॥**

"પ્રથમ દુધ પાસે આવેલા જલને દુધ પોતાની મધુરતા વગેરે સર્વ ગુણો આપી દે છે-બન્ને એક રૂપ થઈ જાય છે, પછી અગ્નિનો સંયોગ થવાથી દુધને તાપ થતો જોઇ જલ પોતાના શરીરને અગ્નિમાં હોમે છે. પ્રથમ જળ બળી જાય છે. પછી મિત્ર જે જળ તેની આપત્તિ જોઇ દુધ પણ અગ્નિમાં પડવા તૈયાર થાય છે એટલે તે ઉભરાવા લાગે છે. પછી તેમાં જળ છાંટવાથી ( મિત્રના મેળાપથી ) તે ઉભરો પાછો બેશી જાય છે." મૈત્રી તો દુધને જળના જેવી હોવી જોઇએ.

મતલબ સંકટ સમયે છોડે નહિ તેવો મિત્ર હોવો જોઇએ. હવે બીજી વાત એ છે કે મિત્ર ડાહ્યો અને સદ્ગુણી જોઇએ. નહિ તો "નાદાનકી દોસ્તી, જીવકા જાન" એમ થાય છે કારણ મુર્ખ મિત્ર દુશ્મનની ગરજ સારે છે.

**रामादपि हि मर्तव्यं मर्तव्यं रावणादपि।**
**राम रावण योर्मध्ये वरं रामो न रावण :**

"મરીચી એ રાવણનો મિત્ર હતો. તેને રાવણે સીતાનું હરણ કરવા મૃગ થવા કહ્યું અને જો તે કહ્યા પ્રમાણે મૃગ ન થાય તો મારી નાખવાની ધમકી આપી. મરીચીએ વિચાર કર્યો કે જો હું મૃગ નહિ થઉં તો, રાવણ મને મારી નાંખશે અને મૃગ થઉં તો રામ શીકાર કરી મારશે. બેમાંથી એકને હાથે મરવું એ તો સત્ય છે. મરણ ચુકતું નથી. માટે મુર્ખ મિત્ર (રાવણ)ના હાથે મરવા કરતાં ડાહ્યા દુશ્મન ( રામ )ના હાથે મરવું વધારે સારૂં છે. એમ વિચારી તે મૃગ થયો અને માર્યો ગયો."

અર્થાત ડાહ્યા મિત્ર હોય તોજ તે સારો નહિ તો આપણને તે કેવળ ભારરૂપ થઈ પડે છે. પોતાની ગુપ્ત વાત કહેવાનું જો કોઈ ઠેકાણું હોય તો તે મિત્રજ છે. માટે પોતાની ગુપ્ત વાત ઉઘાડી ન કરે તેવો મિત્ર જોઇએ. એક માણસે તેના મિત્રની ગુપ્ત વાત ઉઘાડી કરી એટલે તેના મિત્રે તેને પત્ર લખ્યો કે—

This heart was laid bare before you with all its secrets. Why ? Because I took you for a friend in the real sense of the word. But alas, for human Constancy. You have thought fit to violate sacred trust reposed in you and my eyes have been opened, too late, to the fact that— " friendship's but a name " —at least in your case ( Correspondence )

" આ અંતઃકરણ સર્વ છુપા ભેદો–ગુપ્ત વાતો સહ તમારી આગળ ખુલ્લું મુકયું હતું. શા માટે ? કારણ મેં તમને "મિત્ર"

શબ્દના ખરા અર્થમાં મિત્ર માન્યા હતા. પણ માણસની સ્થિરતા—દ્રઢતા માટે અફ્સોસ ! મારી ગુપ્ત વાતો મેં તમારામાં વિશ્વાસ રાખી તમને કહેલી તે ગુપ્ત વાતો તમે ઉઘાડી કરવા યોગ્ય ધારી; હવે, ઘણી મોડી, મારી આંખો ઉઘડી છે કે તમારી મિત્રતા ફકત નામનીજ છે."

ઘણી વખત આપણા સાંભળવામાં આવે છે કે મિત્રો સાથે પૈસાનો વ્યવહાર રાખવો નહિ. પણ આ સમજણ યોગ્ય કેહેવાશે નહિ કારણ જ્યારે મિત્ર આપણી ગુપ્ત વાતો—આપણાં છિદ્રો સાંભળવા તથા આપણુને પ્રાણ સાટે મદદ કરવા અધિકારી થાય છે ત્યારે પૈસાની બાબતમાં તેનો અધિકાર કેમ ન હોય ? સંસારમાં માણસોને બીજી અડચણો આવે છે પણ પૈસાની અડચણ પ્રથમ આવે છે તે વખતે મિત્ર પાસે પૈસાની મદદની આશા કેમ ન રાખવી ? આપણી પાસે પૈસો હોય છે ત્યારે અમન-ચમન કરવામાં તો આપણા મિત્રો ભાગ લે છે અને જ્યારે કોથળી ખાલી થાય છે ત્યારે સંકટમાં મિત્રોએ ભાગ કેમ ન લેવો ? When the purse is full, friends are plenty. પૈસો હોય ત્યારે તો ઘણા મિત્રો હોય છે પણ પૈસાની તંગી વખતે જે મિત્ર થાય તેજ ખરો મિત્ર. સંકટ વખતે પૈસાની શક્ય મદદ મિત્ર તરફથી ન મળે તો પછી તેની મિત્રતા શા કામની ? જ્યાં અંતઃકરણ અરસપરસ નિષ્કપટ છે ત્યાં પૈસો મિત્રોના વિકારોને કંઈજ અસર કરી શકતો નથી. પોતાના મિત્ર માટે પૈસા ન હોય તો ચોરી કરીને પણ તેનું કાર્ય કરવું એમ મારો લખવાનો હેતુ નથી પણ યોગ્ય વખતે યોગ્ય અને શક્ય પૈસાની મદદ મિત્રે અરસપરસ લેવી અને આપવી પણ જોઇએ. આજ પૈસાની બાબતમાં મિત્રતાને ઉપર લખેલો અપવાદ આપવામાં આ-

વ્યો છે તેનું કારણ શું ? કારણ એટલુંજ કે, હાલ થતો પૈસાનો વ્યવહાર શુદ્ધ નથી. મિત્રને પૈસો આપ્યો એટલે પાછો માગવા આપણે આંચકો ખાઇએ છીએ. તે પાછો ન વાળે તો ઇતર જનો માફક આપણે તેનાપર સખ્તાઇ કરી શકતા નથી. પણ ઇતર લેણદાર દેવાદારની માફક જો કાળજી રાખવામાં આવે અને ચોખ્ખો વ્યવહાર રાખવામાં આવે તો એજ પૈસો આપણી મિત્રતાને પુષ્ટીકર્તા થઇ પડે છે. માટે મિત્રતામાં પૈસાનો વ્યવહાર રાખવાને કંઈ હરકત નથી પણ તે વ્યવહાર ચોખ્ખો જોઇએ અર્થાત જે મિત્રનું અંતઃકરણ નિર્મળ છે, પ્રેમી છે, ચોખ્ખું છે, નિષ્કપટ છે, ન્યાયી છે તેની સાથે પૈસાનો વ્યવહાર કરવાથી મિત્રતાને કંઈજ ખલેલ થવાનું નથી એમ ખાત્રીથી કહેવાશે.

આ ઉપરથી આપણા ધ્યાનમાં આવશે કે આપણા સંસાર સુખનાં સાધનોમાંનું "સન્મિત્ર" એ એક સાધન છે અને તેની આપણને ખાસ જરૂર છે. માટે દરેક માણસને એકાદ તો મિત્ર જોઇએ. પણ તે ઉપર લખ્યા પ્રમાણે ડાહ્યો, સદ્ગુણી, ન્યાયી, નિષ્કપટ અંતઃકરણનો જોઇએ અને તેવા ગુણો આપણી કસોટીમાં ન ઉતરે ત્યાં સુધી તેને આપણું અંતઃકરણ આપવું નહિ.

" દિલ કિસીકુ દેના નહિ, દિલસે દેના દિલ,
ના મિલે તો ના મિલે, કમ દિલસે મત મિલ. "

મિત્ર એ એક શીતલતાનો ઝરો છે જે માણસના તપેલા અંતઃકરણને ટાઢું કરે છે. મિત્ર એ એક અમૃતનો ઘડો છે જે માણસનું જીવતર અમૃતમય બનાવે છે. મિત્ર એ એક પૌષ્ટિક ઓષધી છે. તે માણસના અંતરડાને પુષ્ટિ આપે છે. મિત્ર એ એક ગ્રંથ-

ડિત આનંદનું અંતઃકરણ છે. મિત્ર એ એક હાસ્યથી ભરપુર તેજસ્વી મુખ છે. મિત્ર એ એક અંધારી સૃષ્ટિનો પ્રકાશિત સુર્ય છે. મિત્ર એ એક સંસાર યુદ્ધમાં રક્ષણ કરનાર ઢાલ છે. મિત્ર એ એક સંસારમાંના રિપુને હણનાર અણીદાર તલવાર છે. મિત્ર એ એક સંસારરૂપી રાજ્ય ચલાવવામાં ઉત્તમ સલાહકાર—મદદ કરનાર-પ્રધાન—દિવાન—અમાત્ય છે.

---

# પતિ વર્તન.

સંસારમાં પુરૂષે પ્રથમ વિચારવાનું છે કે સ્ત્રી સાથે પોતાનું કેવું વર્તન છે, આજ સુધી તેની સાથે કેવી વર્તણુક ચલાવી છે, હવે પછી તેની સાથે કેવા પ્રકારનું વર્તન રાખવું જોઇએ કે જેથી સંસારસુખરૂપી ઈમારત, સ્ત્રી રૂપી જે સ્થંભ તે મજબુત થાય.

પ્રથમ વિચાર કરીશું કે ઇશ્વરે સ્ત્રી પુરૂષનો આટલો નિકટ સંબંધ કેમ બાંધ્યો છે. મનુષ્ય પ્રાણીને ઇશ્વરે "બુદ્ધિ"ની બક્ષીસ આપેલી હોવાથી તે સારૂ નરસું જાણી શકે છે. મનુષ્યમાં કેવળ બીજાં પ્રાણીઓ માફક ફક્ત સૃષ્ટિ વ્યવહારજ ચાલે નહિ અને કોઈ પણ પવિત્ર બંધન હોવું જોઇએ એથી લગ્નનો રિવાજ છે. બીજા ગમે તેવા સંબંધ હોય પણ લગ્નથી બંધાયલો પતિપત્નીનો સંબંધ એ અવર્ણનીય છે. કુળવાન પતિપત્ની અરસપરસ સુખદુઃખમાં ભાગ લે છે. સ્ત્રી જાત ઘણી માયાળુ અને કોમળ હૃદયની હોવાથી પતિને તે ઘણી ઉપયોગી થઇ પડે છે અને તેના દરેક કામમાં મદદનીશ થાય છે. સંસાર સંબંધી વ્યવસ્થા એ લગ્ન બંધનથીજ

પ્રાપ્ત થાય છે. છોકરાંને ઉત્તમ શીક્ષણ મળવું અને તેણે સન્માર્ગ તરફ લક્ષ આપવું, તેના હસ્તે મોટાં પરાક્રમ થવાં વિગેરે કેટલીક બાબતો પતિપત્નિના એક દીલપર આધાર રાખે છે.

હવે લગ્ન કરવાની જરૂર શી છે? અથવા શી ઇચ્છાથી લગ્ન કરીએ છીએ? આ સવાલનો સરળ જવાબ એજ છે કે, પોતાની ગૃહસ્થિતિ અથવા ઘરની વ્યવસ્થા સારી રહે એવી દરેકને ઇચ્છા હોય છે તે લગ્ન કરવાનું સૂચવે છે. બીજી રીતે જોતાં આપણને પ્રીતિ કરવાનું સ્થાન જોઇએ, સંતાન થઇ આપણું કુળ વૃદ્ધિ પામે, કુટુંબમાં નવો ઉત્સાહ પ્રાપ્ત થાય વિગેરે ઇચ્છાઓથી મનુષ્ય લગ્ન કરે છે; અને આવું લગ્ન સુખકર થવાને એકબીજાના અરસપરસ ગુણ અને સ્વભાવ કારણભુત થાય છે. મતલબ, અરસપરસ દ્રઢ પ્રેમ, સમાન દ્રષ્ટિ, સારાસાર વિચાર, શાંતિ, સમયસુચકતા અને બુદ્ધિ—ચાતુર્ય વિગેરે ગુણો પતિપત્નિમાં હોય તોજ લગ્ન સુખકર થાય છે નહિ તો લગ્ન પશ્ચાતાપનું કારણજ થાય છે.

આ નિબંધની શરૂઆતમાં લખેલુંજ છે તો પણ, ફરીથી તે મતલબનું લખી, વાંચકોનું ધ્યાન ખેંચુંછું. મનુએ કહ્યું છે કે, **"यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता,"** જે ઘરમાં અને કુટુંબમાં સ્ત્રીઓની પુજા થાય છે (એટલે તેમને પુષ્પ ચઢાવી નૈવેધ્ય વિગેરે ક્રિયા કરવાની નહિ પણ તેમને માન અપાય છે) એવા કુટુંબમાં લક્ષ્મીનો વાસ થાય છે. જે કુટુંબમાં સદા સ્ત્રી પુરૂષો વચ્ચે અપ્રસન્નતા છે ત્યાં કલેશ થાય છે.

**गृहे लक्ष्म्यो मान्याः सततमबला मान विभवैः**

"ઘરની સાક્ષાત્ લક્ષ્મી સ્ત્રી છે." પવનથી જેમ પ્રાણનું રક્ષણ થાય છે તેમ ગ્રહસ્થાશ્રમ સ્ત્રી વગર સફળ થતો નથી.

પ્રિય વાંચક, હવે તમેજ વિચાર કરો કે આવી યોગ્યતાવાળી સ્ત્રીને તે દાસી સમાન ગણવી? કે ઘણીયોગ્યતાવાળી ગણવી? જો આપણે સ્ત્રીઓનું માન રાખીશું તોજ તે આપણા કુટુંબમાં સર્વેનું માન રાખશે અને તેનાથી થનારી સંતતી ઘણે ભાગે સદાચારી થશે. પ્રસન્નચિત્ત હોય તે વખતે રહેનારો ગર્ભ સદ્ગુણી થાય છે. પત્નિ પતિને જે માન આપે છે તેવુંજ માન પતિ પત્નિને આજ વિદેશમાં આપે છે. આ ચાલ પહેલાં આપણામાં પણ હતો. સ્ત્રીએ પતિની સેવા કરવી પણ પતિએ તેને હલકી ગણવી, તેને ગમે તેવા શબ્દોથી ખોટું લગાડવું વિગેરે વર્તણુંક સારી નથી. હિંદુ સ્ત્રીઓને પતિ સિવાય બીજું દૈવત નથી. આવી પરાધિન સ્થિતિમાં પતિએ તેને સુખ ન આપવું એ પોતાનુંજ સુખ ગુમાવ્યા બરોબર છે. એક સ્ત્રી લેખક લખે છે કે "અમો આર્ય સ્ત્રીઓને પ્રથમથીજ સર્વોત્તમ વલણ હોવાથી અમો વિનયશાલ હોઇએ છીએ અને સ્ત્રીવર્ગનું અતિ ઉત્તમ ભુષણ લજ્જા એ અમારામાં સદા વાસ કરે છે. અમોએ પાતિવૃત્ય દાગીનો પહેરેલો છે જેના નૈસર્ગિક તેજથી બીજો કોઈ પુરૂષ અમારા તરફ નજર કરવાને પણ હિંમત ધરતો નથી. વિદેશીય સ્ત્રીઓમાં સામાન્યત્વે નજરે પડનારૂં નિર્ભયપણું અમો આર્ય સ્ત્રીઓમાં બીલકુલ નથી. હે પરમેશ્વર જો તું અમને સ્ત્રીજન્મ આપે તો અમારા આ આર્યાવૃત્તની સ્ત્રીઓમાંજ આપજે." વાહ ! આ કેટલા આનંદમય ઉદ્ગારો છે? સ્ત્રીઓના હાથ પગમાં કેટલી પ્રત્યક્ષ, અપ્રત્યક્ષ બેડીઓ છે? મતલબ આપણી આર્ય સ્ત્રીઓ ફક્ત પતિપરજ આધાર રાખે

છે ત્યારે પતિએ પત્નિ સાથે ઉત્તમ રીતે વર્તણુંક ચલાવવી જોઇએ, સદા સરળ અને મનરંજન ભાષણ કરી તેને સુપ્રસન્ન રાખવી જોઇએ. પતિની સારી વર્તણુંક હશે તો સ્ત્રી પોતાના ખરા અંતઃકરણથી પતિને સંસારની દરેક બાબતમાં મદદ કરશે.

એમ પણ આપણા જોવામાં આવે છે કે, વગર અપરાધે સ્ત્રીઓને દુઃખ દેનાર પતિઓ હોય છે. આવા પુરૂષના ઘરમાં સદોદિત દુઃખ નજરે પડે છે. એક એવી કહેવત છે કે " મૂર્ત્તિ એટલી પ્રકૃતિ " એ ન્યાયે જુદા જુદા ખેલ જોવામાં આવે છે; હમેશાં સ્ત્રીનોજ અપરાધ હોય છે એમ નથી. મતલબ સંસારની દરેક ભુલો માટે સ્ત્રીજ સૃજેલી છે એમ નથી. કર્કશા સ્ત્રીઓની વાત બાજુપર મુકીએ અને જરા વિચાર કરીએ કે સદ્‌ગુણી સ્ત્રીઓને જ્યારે પતિ તરફથી દુઃખ થાય ત્યારે તે બીચારીએ કરવું શું ? એનું પરિણામ આખરે એ થાય છે કે " પતિનો સ્વભાવજ ખરાબ છે; આપણું નશીબ " વિગેરે નિશ્ચયપર આવી સ્ત્રી ઘરમાં દુર્લક્ષ કરે છે. આથી કરી સંસારનું સત્યાનાશ થાય છે. સુખનો અંત આવે છે, લક્ષ્મી જતી રહે છે, દરિદ્રતા વાસ કરે છે અને સર્વ પશ્ચાતાપનું કારણ થાય છે. વિવાહ એ રાજા અને ગરીબને સરખા સુખનું કારણ છે. પણ જો વિવાહ પછી પતિની વર્તણુંક સ્ત્રી સાથે યોગ્ય નહિ હોય તો વિવાહ જેટલો સુખકર્તા છે તેટલોજ આખરે દુઃખકર્તા થાય છે.

સ્ત્રીની સાથે સારી વર્તણુંક રાખવી, તેને સદા સુપ્રસન્ન રાખવી, યોગ્ય શિક્ષણ આપવું વિગેરે ફરજો અદા કરવાનું કારણ શું છે ? જવાબ એટલોજ કે ઉપર બતાવેલી ફરજો અદા કરવાથી સ્ત્રી

આપણા સંસારસુખને માટે જેવી જોઇએ તેવી થાય છે. સ્ત્રી સારી નરસી બનાવવી એ સર્વ પુરૂષપર એટલે પુરૂષની વર્તણુંકપર આધાર રાખે છે. સારાંશ, પતિએ સ્ત્રીને યોગ્ય સ્વતંત્રતાથી તદન જુની રીતને ધ્યાનમાં લેઈ પરતંત્ર કરવી નહિ અને તદન નવા જમાનાની નવી ફેશનને લક્ષમાં રાખી યોગ્ય પરતંત્રતાથી સ્વતંત્ર કરવી નહિ. સારાસાર વિચાર કરી તેને જે યોગ્ય હક મળેલા છે તે હક છીનવી લેવા નહિ અને અયોગ્ય હક આપવા પણ નહિ વિગેરે બાબતો લક્ષમાં રાખી જો પતિ સ્ત્રી સાથે વર્તણુંક રાખશે તો અરસપરસ બન્નેમાં પ્રીતિ અને પુજયભાવ ઉત્પન્ન થતાં સંસારમાં સંતોષ અને સુખશાંતિ થશે.

હવે અહીં એક મુદ્દાની બાબત વાંચકો આગળ મુકવાની છે; તે એ કે, જેમ પુરૂષોને ધર્મશિક્ષણની જરૂર છે તેમ સ્ત્રીઓને પણ તેની તેટલીજ જરૂર છે. અને આ ધર્મશિક્ષણ આપવા સ્ત્રીને પતિ સિવાય બીજો યોગ્ય ગુરૂ દેશ, કાળ, જોતાં કોઇ નથી. અહીં દીલગીરીની વાત એટલીજ છે કે, હજુ કેળવાએલી સ્ત્રીઓ પણ ધર્મ શિક્ષણ મેળવવાની ઇચ્છા બતાવતી નથી. કેટલાક એવી દલીલ આગળ મુકશે કે અમારી સ્ત્રીઓ રોજ તુળશી પુજા કરે છે, મંદિરોમાં દેવદર્શન કરે છે, એકાદશી, શીવરાત્રી ઈત્યાદિ અપવાસ કરે છે તો પછી બીજું કયું ધર્મશિક્ષણ આપવાની જરૂર છે! આજ ધર્મશીક્ષણનું તત્વ છે. આ સર્વ ગાડરીયો પ્રવાહ છે. દેખાદેખી સર્વ થાય છે. આ સર્વ પોપટ જેવી ક્રિયા છે. આમાંથી આનંદની વાત એટલીજ જડી આવે છે કે, આવી મનથી યા કમનથી થતી ક્રિયાના યોગે આપણી સ્ત્રીઓપર ધર્મશિક્ષણ જલ્દી અસર કરી શ-

કરી. પણ ગુરૂ માત્ર સારો જોઇએ; જ્યારે પુરૂષનેજ પુરૂં ધર્મશિક્ષણ મળતું નથી ત્યારે તે સ્ત્રીને શી રીતે આપી શકે? પતિવ્રતા સ્ત્રીને પતિ સિવાય બીજો દેવ ધર્મ નથી પણ જો દેવમાંજ દેવપણું ન હોય તો ભક્ત શું કરે? ધર્મ એજ સ્વર્ગનો દરવાજો છે, એજ મોક્ષ છે. ધર્મોન્નતિ વગર દેશોન્નતિ થવી અશક્ય છે. ધર્મ એજ એકીનો પાયો છે. એકી એટલે સંપ હશે તોજ શૌર્ય છે અને શૌર્ય હશે તોજ બીજાપર આપણું વજન છે અને બીજાપર વજન હશે તોજ આબરૂ છે. આપણે અહીં તો પાયાનુંજ ઠેકાણું નથી તો ઇમારત ક્યાંથી હોય? સ્ત્રી પુરૂષોમાં ધર્મની વાતો થવાની જરૂર છે. સ્ત્રીના હાથમાં રામાયણ, મહાભારત અને સાધુ સ્ત્રી પુરૂષોનાં ચરિત્રો આપવાની જરૂર છે. તેમને તેમાંનાં તત્વો સમજાવવાની ખાસ અવશ્યકતા છે. કથા સાંભળવા જવું અને ચિત્ત વાતોમાં રાખવું એથી કંઇ અર્થ સધાતો નથી. સ્ત્રીને ધર્મશિક્ષણ આપી ધાર્મીક કરીએ તો તે શાંત, સુસ્વભાવની થશે. ઘરમાં સર્વને શાંત અને ખુશી રાખી ઘરસંસાર ચલાવશે. મતલબ પુરૂષે સ્ત્રીઓ તરફ પોતાનું શું કર્તવ્ય છે તે હમેશ યાદ રાખવું જોઇએ અને તે પ્રમાણે તેની સાથે વર્તણુંક રાખવી જોઇએ; તોજ સંસારમાં યશ પ્રાપ્તી અને સુખ છે. પોતાના જેટલીજ સંસારમાં સ્ત્રીઓની યોગ્યતા છે એ તત્વ હમેશ યાદ રાખવું જોઇએ.

નારિયોકુ નિંદો નહિ, નારી નરકી ખાન
જીસ ખાનીસે પૈદા હુવે, ભીષ્મ, રામ, હનુમાન!

આહા! સ્ત્રીઓની કેટલી યોગ્યતા? કેટલું માન! પણ આ સર્વ સ્ત્રી પુરૂષ અરસપરસ પોતાનું કર્તવ્ય બરાબર યોગ્ય રીતે બ-

આવે તોજ; નહિ તો પછી "એકડા વિના સો મીંડાં નકામાંજ છે."

---

# નીતિ.

સંસાર સુખ પ્રાપ્ત કરવા જગતમાં અત્યંત કિંમતી, અત્યંત ગુણવાળી, સર્વને સંગ્રહ કરવા લાયક અને સુખ આપનારી વસ્તુ નીતિ છે એવો સુજ્ઞજનો સિદ્ધાંત કહે છે. માણુસને વિદ્વાન્ અને સુશિક્ષિત થવા જો કે બીજા ગુણોની આવશ્યકતા છે, તોપણ નીતિ સંપન્નતાની પ્રથમ જરૂર છે એમ કબુલ કરવું પડે છે. નીતિ વગર સંસારમાં સુખ નથી એ તો ઉઘાડુંજ છે. તોપણ આપણામાં નીતિ યુક્ત સંસાર ચાલે છે, એવાં ઘર સેંકડે કેટલાં જોવામાં આવશે વારૂ ? જ્યાં જોઇએ ત્યાં ઘણું કરીને સ્ત્રી પુરૂષમાં, બંધુ બંધુમાં, પિતા પુત્રમાં, ભાઈ બેનમાં, નીતિને ઠેકાણે અમર્યાદા, ઊન્મત્તતા, મત્સર ઈત્યાદિ દુષ્ટ ગુણોનું પ્રાબલ્ય જોવામાં આવે છે ! ! જે માતાએ પુત્રને નવ માસ સુધી ગર્ભમાં રાખી, જન્મ આપી અતિ કષ્ટો વેઠી ઊછેર્યો, એવી સાધવી પરમપુજ્ય માતાની પુત્રે કડવાં વચન અને અયોગ્ય શબ્દોથી પુજા કરવી જોઇએ!! હર, હર, આટલા સારૂ માતા પુત્ર પ્રસવે છે? ચોરી વ્યભિચારાદિ કુકર્મ કરી આબરૂપર પાણી ફેરવવું એટલા માટે પિતા પુત્રનું લાલન-પાલન કરી મોટો કરે છે ? એકજ માતાના ઊદરમાં જન્મ લેઈ, એકજ ઘરમાં મોટાં થઈ આખરે બેન ઉત્તરમાં મુખ રાખે તો, ભાઈ દક્ષીણમાં મુખ રાખે એ સારૂં કેહેવાય કે ? સંસારમાં આવી ફજેતી થવાનું કારણ શું ?

ઉત્તર એજ કે નીતિનો અભાવ. સંસારમાં જો કે સ્ત્રી પુરૂષ એક બીજાને અત્યંત સુખની થાપણ છે તોપણ જો સ્ત્રી પુરૂષમાં નીતિનો અભાવ હશે તો સદર થાપણ અરસપરસ દુ:ખદયકજ થવાની એ પ્રમાણપુર્વક બતાવી શકાશે. સ્ત્રી પુરૂષમાં જો નીતિનો અભાવ હશે તો સામાન્યત: તેમના પુત્ર પુત્રોમાં પણ અભાવ રહેશેજ.

સ્ત્રી અને પુરૂષ બન્ને નીતિ સંપન્ન હશે તોજ અરસપરસ સુખ આપશે; નહિતો સુખને ઠેકાણે સંતાપજ આપશે સુજ્ઞ વાંચકો ! લખવાને કંઇ હરકત નથી કે હાલ આપણા લોકમાં સંસારની જે પનોતી થાય છે તે પણ ઉપર લખેલા સદ્દગુણના અભાવથીજ. હું લખવાને સાહસ કરૂછું કે આપણા દેશમાં આજ જે ગર્ભપાત, બાળહત્યા, સ્ત્રી હત્યા, પુરૂષ હત્યા અને વ્યભિચારાદિ ભયંકર પાપ કર્મ થાય છે તે સર્વ નીતિ નથી તેથીજ. પતિવ્રતનો ભંગ કરી સ્ત્રીઓ કામરૂપી વાઘના તડાકામાં સપડાય છે તેનું કારણ પણ અનીતિ અથવા નીતિની ખોટજ. પુરૂષનુ ચિત્ત પરધન અને નીચ સ્ત્રી તરફ ખેંચાય છે તેનું પણ કારણ એજ છે. અરેરે ! આટલા દુ:ખદાયક બનાવો બની આવે છે છતાં નીતિ તરફ દુર્લક્ષ કરાય એ ઘણીજ દીલગીરીની વાત છે. નીતિ એ બીજા બધા સદ્દગુણોનું મુળ છે અને અનીતિ દુર્ગુણોનું મુળ છે. જ્યાં સદ્દગુણ છે ત્યાં સુખ છે. સારાંશ સુખનું મુળ જે નીતિ દેવી તેને પ્રસન્ન કરી લેવાથી સંસારમાં સુખ પ્રાપ્ત થાય છે. જ્યારે નીતિનું આટલું બધું મહત્વ છે ત્યારે નીતિવાન થવુ એ પણ ઘણા મહત્વની વાત હોવી જોઇએ. " મેં નીતિ દેવીને પ્રસન્ન કરી લીધી છે, અથવા હું નીતિમાન માણસછું"

એમ કહેવાથી કાર્ય થતું નથી પણ આપણી લોકો સાથેની અને આપણા કુટુંબીઓની સાથેની વર્તણુંકથી આપણે આપણી નીતિ સિદ્ધ કરી આપવી જોઇએ. વારૂ, એવું એક ફળ નથી કે જે ખાધાથી આપણે નીતિ પ્રાપ્ત કરી શકીએ. નીતિ એ એક શીશીમાં ભરેલી ઔષધી નથી કે, રોજ સવારે બેચાર તોલા પીધાથી નીતિ-દેવી પ્રસન્ન થાય. નીતિ એ એક સદગુણ છે જે બ્રહ્મદેવે બીજા સદ્‌ગુણોની મેળવણીથી બનાવેલ છે; અર્થાત્ નીતિ દેવીના ભક્ત થવા આપણને ઘણા સદ્‌ગુણોની આવશ્યકતા છે.

## સંપ.

"સંપે સંપતિ સાંપડે, લાજ વખાણે લોક."

ચીનનો બાદશાહ પોતાના રાજ્યમાં પ્રવાસ કરતો હતો તે પ્રસંગે સ્હેજે એક અતિ ગરીબ કુટુંબવત્સલ માણસને ત્યાં તે જમવા ગયો. ઘરમાં સ્ત્રી પુરૂષ, પુત્ર પૌત્ર, ચ કર વિગેરે મળી ઘણાં માણસ હતાં. આવડું મોટું કુટુંબ હતું પણ સર્વ જણ અરસપરસ પ્રેમથી વર્તતાં હતાં. કોઇ દિવસ કોઇને કલહ ન થતાં સર્વ આનંદથી રેહેતાં હતાં અને પોતપોતાનો ધંધો કરતાં હતાં. આ જોઈ બાદશાહને નવાઈ જેવું લાગ્યું. તેથી ઘરના મુખ્ય માલીકને બોલાવી બાદશાહે પુછ્યું કે "ગ્રહસ્થ! તમારા કુટુંબમાં સર્વ સંપથી શી રીતે રહે છે વારૂ ? તમારૂં કુટુંબ ઘણી ગરીબ અવસ્થામાં છે તો આવા ગરીબ કુટુંબમાં તમને શું સુખ છે તે જરા મને કહેશો? " જવાબમાં કુટુંબનો મુખ્ય વૃદ્ધ માણસ બોલ્યો કે

"મહારાજ, જો કે મારૂં કુટુંબ ઘણું ગરીબ છે તોપણ એક રાજ્ય કુટુંબમાં નહિ હોય એવું સુખ અમો સર્વ ભોગવીએ છીએ. તેનું કારણ ફક્ત મારા કુટુંબમાં સંપ અને સમાધાન છે. જે કુટુંબમાં સંપ અને સમાધાન નથી તેવા કુટુંબને જો કોઈ કુબેર ભંડારીની દોલત આપે તો પણ તેથી સુખ થશે નહિ."

આપણો ઇતિહાસ અને આપણા જુના ગ્રંથો વાંચવાથી આપણને ઘણા દાખલા મળી આવે છે કે જ્યાં જ્યાં કુસંપ હતો ત્યાં ત્યાં સર્વ વાતે પાયમાલી થઈ કુસંપના દુષ્ટ પ્રભાવે રાજ્ય જેવું મહાન્ બળ નષ્ટ થયું એમ પણ આપણે ઇતિહાસમાં વાંચીએ છીએ તો પછી કુસંપને એક નાનકડા કુટુંબની પાયમાલી કરતાં કેટલી વાર લાગશે? આપણા લોકોમાં બીજી હરકોઈ પ્રજા કરતાં કુસંપ વધારે છે એમ લખવાને હરકત નથી. પશ્ચિમની પ્રજા તરફ નજર કરતાં આજ સુખરૂપી પર્વતના શીખરપર તેઓ રહે છે. તેનાં બીજાં કારણો જો કે છે તો પણ સંપ એ સૌથી પ્રથમ અને મુખ્ય કારણ છે. આપણા કુટુંબમાં, આપણા મહોલ્લામાં, આપણા ગામમાં, આપણા પ્રાંતમાં અને આપણા દેશમાં સંપ સંતાઇ ગયો છે. આપણા ઘર સંસારનીજ વાત આપણે કરીએ તો પ્રથમજ છોકરો માબાપથી જુદો રહી કુસંપનાં બી રોપે છે. લક્ષ્મી અથવા અન્ય કારણોથી સગા ભાઇઓ એક બીજાનું મોં પણ જોતા નથી. ભાઇ બેન પણ નજીવા કજીઆ કરી કંકાસ કરે છે. સાસુ વહુ તો જાણે પુર્વે જન્મનું વેર વાળતાં હોય એમ અરસપરસ વખોડી કાઢવા જેવી રીતે વર્તે છે. એક ભાઇ જો દર માસે રૂ ૫૦) કમાય અને બીજો ન કમાતો હોય તો કમાતા ભાઇની વહુ તો જાણે રાણી

સાહેબની માફક દીએર દેરાણી વિગેરે પર અયોગ્ય હુકમ ચલાવે છે. વાંચકોએ અવશ્ય ધ્યાન આપવું જોઇએ કે આપણા સંસારમાં પ્રથમ કલહ ઉત્પન્ન કરનાર સ્ત્રીઓજ છે અને તેમને મદદ કરનાર પુરૂષોના કાચા કાન છે. આપણા સંસારમાં કેવી રીતે, શા માટે, અને કેવા કેવા પ્રકારના કલહ ઉત્પન્ન થઇ કુસંપનું બળ વધે છે તેનો થોડો યા ઘણો અનુભવ વાંચકોને હોવોજ જોઇએ એટલે તે સંબંધી અહીં વધારે લખવાની જરૂર નથી.

યોગ્ય વખતે યોગ્ય રીતે એક બીજાની પ્રેમથી હકીકત સાંભળી લેઈ સર્વાનુમતે યોગ્ય માર્ગ સ્વીકારવાથી કંકાસ થવાનો ભય રહેતો નથી. નાના નાના નજીવા કજીયા કુટુંબના માણસોમાં પ્રથમથીજ ન થવા દેવા એ સૌથી ઉત્તમ પ્રકારનો માર્ગ છે અને આવી બાબતો પર પુરૂષોએ પુર્ણ લક્ષ આપવું જોઇએ.

જ્યાં અરસપરસ પ્રેમ છે ત્યાં કુસંપ થતો નથી. માટેજ પોતાનાં પુત્ર પુત્રી પ્રમાણેજ કુટુંબનાં બીજાં એટલે ભાઈ, બેન, કાકા, મામા વિગેરેનાં પુત્ર પુત્રી તરફ વર્તવું જોઇએ. આવી અન્ય ઝીણી ઝીણી બાબતો સર્વ અહીં લખવીજ જોઇએ એમ નથી. ટુંકામાં સારાંશ કે જે પ્રકારે આપણા કુટુંબમાં સંપ થાય તે પ્રમાણે સર્વે જણાએ એક બીજા સાથે વર્તવું જોઇએ.

અહીં મારે ખાસ લખવું જોઇએ કે, આપણા સંસારમાં કુસંપનાં કારણોમાં પૈસો એ આજકાલ મોટું કારણ છે. હું ૨૫ રૂપીઆ પેદા કરૂં, અને મારો ભાઈ પાંચ પેદા કરે તો એ કેમ બને ? વિગેરે વિચારો કુસંપનાં બી રોપી આખરે રૂ ૨૫) અને રૂ ૫) વાળા બન્નેની ખરાબી કરે છે. વારૂ, શ્રીમંતો તરફ નજર

કરીએ તો મીલકતની વહેંચણી કરતાં કરતાંજ લડાઈ થાય છે. મતલબ જ્યાં થોડો પૈસો છે ત્યાં પણ કુસંપ અને જ્યાં ઘણો પૈસો છે ત્યાં પણ કુસંપ. અર્થાત્ આપણા કુટુંબના માણસોને ચાર દિશામાં જુદે ઠેકાણે રાખનાર આપણા કુટુંબના સાધારણ કજીયા કંકાસ અને આખરે તેમાંથી પેદા થતા કુસંપરૂપી દુઃખનીજ મોટી પ્રતીમા છે.

સંપ એ આપણા કુટુંબના સંરક્ષણનો મજબુત કિલ્લો છે. સંપ એ આપણી જાત તથા કુટુંબનું ભુષણ છે. સંપ એ આપણી સ્ત્રીઓનો કિંમતી દાગીનો છે. સંપ એ લક્ષ્મી પ્રાપ્ત કરી લેવાનું ઉત્તમ સાધન છે. સંપ એ આપણી ચડતી પડતીમાં ઉત્તમ સલાહકાર છે. સંપ એ આપણા કુટુંબ રાજ્યનો પ્રધાન છે. સંપ એ સર્વ સદ્ગુણોનું બી છે અને છેવટે સંપ એ આપણને સુખ શાંતી પ્રાપ્ત કરી આપનાર છે અને આપણા સંસારસુખનો કદી ઢગી ન પડે તેવો મજબુત પાયો છે. માટે સૌએ સંપ અવશ્ય રાખવો.

---

## કરકસર.

Spare when you are young and spend when you are old.

જુવાનીમાં સંઘરવું; જરામાં વાપરવું.

Frugality may be termed the daughter of prudence, the sister of temperance, the parent of liberty.

કરકસરને ડહાપણની દુહિતા, મિતાહારની બહેન અને સ્વતંત્ર-

તાનું મુળ કહેલું છે.

કરકસર એ આપણા સંસારમાં એક અતિ અગત્યનો વિષય છે. કરકસરની બલીહારી ન્યારી છે. તે ગરીબ તેમ શ્રીમંત બન્નેને ઘણો ફાયદો કરે છે. અને આપણી વૃદ્ધાવસ્થામાં કરકસર એ એક પુત્રની ગરજ સારે છે.

અતિલોભ એ આપણને જેટલું નુકશાન કરે છે તેટલાજ પ્રમાણમાં અગર તેથી વધારે કરકસર આપણને ફાયદો કરે છે. લોભ અને કરકસરમાં જમીન અને આકાશ જેટલું અંતર છે. પૈસો બચાવવાની ખાતર છોકરાંને ભણાવવાં નહિ એ લોભ છે અને છોકરાને વાંચવા સારૂ બે રૂપીયાનું વૅાલસીટ ન આપતાં દીવેલનું કોડિયું આપવું એ કરકસર છે. શરીરે કપડાં ન પહેરવાં એ લોભ છે, પણ બનાતને બદલે સાધારણ કપડું પહેરવું એ કરકસર છે. અર્થાત્ લોભ આપણને નુકશાનકર્તા છે અને કરકસર હિતકર્તા છે. "કરકસર એ કમાઇનો એક ભાઈ છે" એ કહેવત તરફ પુર્ણ લક્ષ આપવું જોઇએ.

આપણી આવક તરફ નજર રાખી હમેશ ખર્ચ કરવો જોઇએ મહીના આખરે આપણે શું બચાવ્યું તેનો હિસાબ રાખવોજ જોઇએ. અતિ ઊડાઊપણું એ તો નુકશાનકારક છેજ. તે માટે કંઈ શંકાજ નથી. તેવીજ રીતે અયોગ્ય ખર્ચ તે પણ નુકશાનકર્તા છે. દાખલા તરીકે રોજ મીજબાની ઉડાવવી અને રાતે નાટકો જોવાં અથવા તો લગન જેવા પ્રસંગમાં દારૂખાનું ઉરાડવા હજારો રૂપીઆનો ખર્ચ કરવો એ બેશક અયોગ્ય ખર્ચ છે. આપણે ચોકસ ધ્યાનમાં રાખવું જોઇએ કે આપણો વખત એકજ સરખી રીતે જવાનો

નથી. આપણું શરીર અને આપણી શક્તિ સદા એકજ રૂપમાં રહે-વાની નથી. આપણો વૃદ્ધાપકાળ આપણાપર તાકી રહ્યા છે. કેટલાક શુભાશુભ પ્રસંગો આપણને ઘેરી લેવા તૈયારી કરે છે. આવે પ્રસંગે જો આપણે કરકસર કરી ધન સંચય ન કર્યો હોય તો ઉ-પર લખેલા પ્રસંગે આપણને કરજ કરવું પડે છે. એક વખત કરજ થયું એટલે પછી તેમાં વધારો થયાંજ કરે છે. ' કરજની વિટંબના બહુ નઠારી છે. કરજનો ડંખ ઝેરીમાં ઝેરી વિંછી કરતાં પણ બહુ સખ્ત છે. એક વિદ્વાન કરજ માટે નીચે પ્રમાણે લખે છે:-

કરજ એ એક અગ્નિ છે તે માણસના જીવતા શરીરને બાળે છે.

કરજ એ એક ઝેરી સર્પ છે તે આપણું સર્વ જીવતર વિષ તુલ્ય કરે છે.

કરજ એ એક હીના (Hyena) નામનું જનાવર છે તે આપણા આંતરડાં ફાડીને ખાઈ જાય છે.

કરજ એ એક અંતઃકરણછે કે જેમાં આનંદ બીલકુલ નથી.

કરજ એ એક હાસ્ય વગરનું મુખ છે.

કરજ એ એક સુર્યોદય વગરની સૃષ્ટિ છે.

કરજ એ એક તીક્ષ્ણ ધારવાળું હથીયાર છે, જે મનુષ્યનો સંહાર કરે છે.

પ્રિય, વાંચકો ! ઉપર લખેલા વાકયોપરથી કરજથી થતા દુ-ખનું પુર્ણ ચિત્ર આપણી નજર આગળ દેખાશે. કરજ આપણી જાતને દુઃખકર્તાછે અને આપણી ભવિષ્યની પ્રજાને પણ દુઃખકર્તાછે. કારણ બાપનું કરજ છોકરાએ આપવું એમ આપણો વ્યવહાર અને આપણું [illegible] ફરમાન કરે છે. કરજદાર પિતા તો મૃત્યુ પછી આ દુનિયા છોડી જાય છે પણ તેના પુત્રને કરજ કેવું નડે છે તેની

તેને શી ખબર છે ? આખરે પુત્ર પણ કરજદાર પિતાને માટે અ-યોગ્ય શબ્દ બોલે છે. મતલબ જીવતાં અને મુવા પછી પણ કરજ-આળો ભંડાવનાર છે. તો કરકસરથી ખર્ચ કરી એક પાઇનું પણ કરજ ન થવા દેવા તરફ પુર્ણ લક્ષ આપવું જોઇએ.

આપણો એવો પણ સમય આવશે કે તે વખતે આપણને બીજાપર આધાર રાખવો પડશે. તે સમય આપણો વૃદ્ધાપકાળ છે. વૃદ્ધાપકાળમાં આપણાં સર્વ ગાત્રો શક્તિહીન થાય છે. અનેક પ્રકા-રના વ્યાધી પેદા થાય છે. તેવે પ્રસંગે જો આપણને સંતતી ન હોય અગર સંતતી હોય તોપણ કુપુત્ર હોય તો આપણને ઘણું દુ:ખ પડે છે. તે વખતે આપણા શરીરના રક્ષણ માટે અથવા આ-પણા અજ્ઞાની પુત્રો જ્ઞાની થતા સુધી તેમને માટે અથવા આપણી પાછળ રહેનાર અબળા બાળ બચ્ચાંના પોષણ માટે જુવાનીમાં કર-કસરથી કરેલો ધન સંગ્રહ વૃદ્ધાપકાળમાં આપણું પોષણ કરે છે અને બીજાનું પણ પોષણ કરે છે.

હવે અહીં એક સવાલ ઉત્પન્ન થશે કે, શ્રીમંતને કર કસર કરવાની શી જરૂર છે. તેમણે મોજ શોખ કેમ ન મારવો ! પ્રિય વાંચકો, હું તો ગરીબ છું મને શ્રીમંતાઇનો અનુભવ નથી તો પણ લક્ષ્મી ચંચળ છે અને લાખો પતિના છોકરા ઉડાઉપણાથી ભીખ માગે છે એમ મેં વાંચ્યુ ને સાંભળ્યું પણ છે. જો કોઇ શ્રીમંત મને એક લાખ રૂપીયા આપે તો હુ મુંબઇ જઇ થોડાજ વખતમાં તેનો ફેંસલો મુકું, પણ લાખ રૂપીઆ કમાતાં કેટલો પ્રયાસ ને કેટલો વખત લાગે છે તેનું મને ભાન શું ? કરકસરથી દરેક ખર્ચ કરવો એ ગરીબ તેમ શ્રીમંતે ધ્યાનમાં રાખવું જોઇએ

Competency can only be attained by attention to frugality—કરકસર ત્રેવડનો ત્રીજો ભાઈ છે.

## શૌચ.

શૌચ એટલે વસ્તુને તેના અસલ સ્વરૂપમાં રાખવી તે. ધર્મ પરિભાષામાં તેના ત્રણ ભેદ કરેલા છે. (૧) કાયિક, (૨) વાચિક, (૩) માનસિક. એમ ત્રણ પ્રકારના શૌચ કહેવાય છે" આથી પણ વધારે ઉઘાડા અર્થ માટે બાહ્ય અને અંતર એવા પ્રકારના શૌચ પણ કલ્પી શકાય. સ્થળ, વસ્ત્ર, અને શરીર ઇત્યાદી મળ વિના સ્વચ્છ રાખવા તેને બાહ્ય શૌચ કહેવાય છે. શરીરના અંતરમાં મળ ન રહેવા દેવો, તેને અભ્યંતર શૌચ કહે છે.

**કાયિક શૌચ** વિષે વિચાર કરતાં એમ જણાશે કે, આપણને કાયિક શૌચની વધારે જરૂર છે અને કુદરતનું વલણ તથા કુદરતના સ્વભાવથી એમ પણ ખાત્રી થઈ શકે કે, ઇશ્વરી શકિત પણ શુદ્ધિને માન આપે છે. ગાય ઈત્યાદી પશુઓ પ્રસવ થયા પછી બચ્ચાંને ચાટી સાફ કરે છે, કુતરૂં તેના શરીરના જખમને પણ ચાટી સાફ રાખે છે અને મનુષ્ય પ્રાણી તરફ જોતાં સ્ત્રીને પણ પ્રસવ થયાપછી સંતાનને ધોઈ લુછીને સાફ કરે છે ઇત્યાદી જે કુદરતિ નિયમો છે તેથી સ્પષ્ટ જણાય છે કે શુદ્ધિ કુદરતને પણ અનુકુળ છે. કોળી વિગેરે જાતો ઇતર વ્યવહારમાં ઓછું સમજતા હશે તોપણ મળ મુત્રનો ત્યાગ કર્યા પછી હાથ પગ ધોઇ અગર સ્નાન કરી સ્વચ્છ રહે

છે, એ પરથી ખાત્રી થાય છે કે સમજુ ને અણસમજુ, દરેક મુખ્ય શુદ્ધિને કબુલ કરે છે. આપણા ધર્મ શાસ્ત્રોનું ફરમાન પણ સ્વચ્છતા રાખવી એમ છે. અહીં નિચે લખેલા બે ચાર દાખલાથી વાંચકોની ધ્યાનમાં આવશે કે, આપણા વૃદ્ધ અને પુજ્ય પુરૂષોએ સ્વચ્છતા રાખવા નિયમો કરેલા છે. તે નિયમોમાં તેમની દીર્ઘદ્રષ્ટિ જણાઇ આવે છે, અને તેમના મુખ્ય હેતુ નજર આગળ આવી ઉભા રહે-છે. હજી સુધી આપણી ધર્મમાં ઘણી આસ્થા છે. સમયે કરી જો કે તેમાં ઘણો ફેરફાર થયો છે, તોપણ તેના ઉંડા મુળ આપણા અંતઃ-કરણમાંથી ઉખડી જતા નથી. હવે પછી શું થશે એ પ્રશ્ન જુદો છે. સારાંશ ધર્મમાં આપણી આસ્થા, ધર્મ તરફ પુજ્ય બુદ્ધિ, તે આપણા સુજ્ઞ વડીલોએ નિયમોનું બંધારણ એવું કર્યું છે કે તેને આપણે ધર્મનું ફરમાન, ઈશ્વરની આજ્ઞા, અને આપણું કર્તવ્ય સ-મજીએ છીએ. સ્નાન કર્યા વગર અને હાથ પગ ધોયા વગર જમવા બેસવું નહિ અને જો કોઇ બેસે તો તેને માથે અમુક પાપ પડશે. આ એક આપણા ધર્મની આજ્ઞા છે એમ આપણે માનીએ છીએ. હાથ પગ ન ધોવાથી, અને સ્નાન ન કરવાથી શરીરપર મેલ થાય છે અને તે છિદ્રોમાં થઇ લોહીમાં પ્રવેશ કરે છે તેથી ગડગુમડ, ખસ ઇત્યાદી ત્વચા રોગ થાય છે; આપણા હાથના નખમાં મેલ હોય છે તેથી આપણે હાથ ન ધોઇએ અને ભોજન કરીએ તો અન્નની સાથે તે મેલ પેટમાં જઈ બીગાડ કરે છે. આવા નુકશાનથી બચા-વવાને સુજ્ઞ અને પુજ્ય પુરૂષોએ ધર્મની આજ્ઞા રૂપમાં નિયમો ઘડી ધર્મની બીતી મુકી છે. અને તે બીતી વિના તો આપણી તે નિયમોમાં આસ્થા પણ બેસત નહિ અને તે પ્રમાણે આપણે ચાલત પણ નહિ. ધ-

રેમાં કચરો રાખવાથી દરિદ્રતા પ્રાપ્ત થાય છે. આ ફરમાનમાં પણ તેજ બોધ છે. ઘરમાંના કચરાથી આપણાં લુગડાં લત્તાં મલીન થાય છે અને તેથી આપણું શરીર પણ મેલું થાય છે. મલીન શરિરને વ્યાધિ થાય છે. આથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, સ્વચ્છતા રાખવાના હેતુથી આવા નિયમોને ધર્મશાસ્ત્રના ફરમાન કહેલાં છે. સારાંશ શુદ્ધિને કુદરત અનુકુળ છે. હાલ પણ સ્વચ્છતાને સુધરેલા, નહિ સુધરેલા, સર્વ કોઇ કબુલ રાખે છે અને માન આપે છે. અને સ્વચ્છતાના નિયમોની તરફ પણ તેઓ સંતોષ બતાવે છે. એક આધુનિક વિદ્વાન કહે છે કે,

The inhabitants of India are in points of personal cleanliness, in the front rank among all the nations of the world. For the daily morning bath is with Indians the rule rather than exception; while there aro some parts of the earth where one inhabitant very rarely, perhaps only once a year wasts the whole of the body. Hindus and Mohemedans practise cleanliness as a religious duty. According to the Hindus, an absolution or a bath must precede warship. Among the Mohemedans too *agu*, or washing of the face, the hands, the seet ect, is absolutely necessary before prayer.

દુનિયાની બીજી બધી જાતોમાં હિંદુસ્થાનના લોકો સ્વચ્છતામાં

પહેલી પંક્તિમાં છે. સવારમાં જલદી સ્નાન કરવું, એ હિંદુઓનો એક નીયમ છે. પૃથ્વીના કેટલાક ભાગપર કેટલાક લોકો ક્વચિત અથવા ઘણે થોડે પ્રસંગે સર્વ શરીરને ધોઈ સ્નાન કરે છે. હિંદુઓ અને મુસલમાનમાં સ્વચ્છતાને ધાર્મિક ફરજ ગણવામાં આવી છે. હિંદુ નિયમ પ્રમાણે સ્નાન કર્યા સિવાય દેવપુજા કરાતી નથી. મુસલમાનમાં પણ પોતાનું મુખ, હાથ, પગ ધોયા સિવાય નીમાજ પઢતા નથી.

આ નિયમો બતાવી આપે છે કે, સ્વચ્છતા રાખવાના નિયમોને આપણે ધર્મ શાસ્ત્રના ફરમાન તરીકે ગણ્યા છે. સારાંશ એટલોજ કે સ્વચ્છતા રાખવાથી આપણી આરોગ્યતા સચવાય છે. અને આરોગ્યતા સાચવવા માટેજ ડાહ્યા અને અનુભવી પુરૂષોએ સદર નિયમો કરી મુકેલા છે.

Cleanliness is the great promoter of health. In the first place it assists digestion by helping a quick and free circulation of the blood.

સ્વચ્છતા એ આરોગ્યતાને વધારનાર છે. તે આપણી પાચનશક્તિને મદદ કરે છે અને તેથી કરીને આપણા શરીરમાં રક્ત જલદી અને કંઇ હરકત વગર ફેલાય છે.

મતલબ, સ્વચ્છતા મુખ્યત્વે કરીને આરોગ્યતા સાચવે છે આપણને આરોગ્યતા સાચવવાની કેટલી જરૂર છે, તેથી કેટલા અમુલ્ય ફાયદા થાય છે ઇત્યાદી બાબત આ નિબંધની શરૂવાતમાં "આરોગ્યતા" એ મથાળા નીચે લખેલી છે એટલે અહીં તેની પુનરાવૃતી કરવાની જરૂર જણાતી નથી.

**વાચિક શુદ્ધિ**–કાયિક શુદ્ધિની અસર માનસીક શુદ્ધિ પર પણ થાય છે. આપણું મન જ્યારે કંટાળી ગએલું હોય છે અને સાંજરે ઘેર આવી સ્નાન કરીએ છીએ તો સ્નાન કર્યાં પછી મન પણ શાંત થાય છે. આજ હેતુથી મજુર લોકો વિગેરેમાં આખો દહાડો મહેનત કરી સાંજરે ઘેર આવી ન્હાવાનો નિયમ છે. મુખ્ય તત્વ પણ સ્વચ્છતાનુંજ જણાય છે. કાયિક શુદ્ધિ વાચિકશુદ્ધિને પણ તેજ પ્રમાણે અસર કરે છે. કારણ કાયા અને મન શાંત થયા પછી વાચા ક્રોધરહિત બની જાય છે. કાયિક શુદ્ધિની માફક વાચિક શુદ્ધિ સ્નાન કરી, ચોળીને ધોવાથી થતી નથી. વાચિક શુદ્ધી અસત્ય ભાષણ અને બીજાને ખોટું ન લાગે તેવા બોલનો ત્યાગ કર્યાથી પ્રાપ્ત કરી શકાય છે. બીજાને મશ્કરીમાં અગર તેનું મન દુખાવવાના હેતુથી કડવું એટલે અયોગ્ય વદવું એ આપણી વાણીમાં મેલ કહેવાય છે. તેવો મેલ આપણે સમજણ અને જ્ઞાનરૂપી સાબુથી ધોવાની જરૂર છે. વાચિક શુદ્ધિ રાખવાનું મુખ્ય કારણ એ છે કે **आत्मवत् सर्वपस्यतु** એ જગતના અને કુદરતના નિયમને અનુસરી, પોતાના જેવુંજ બીજાને ગણી તેની સાથે નમ્ર, સત્ય અને વિવેક ભર્યું ભાષણ બોલવાની જરૂર છે. જેવી રીતે કોઇપણ કૃત્યથી અથવા તો કોઇના અયોગ્ય ભાષણથી આપણને જેટલું દુઃખ અને સંતાપ થાય છે તેટલુંજ દુઃખ અને તેટલોજ સંતાપ સામા માણસને અવશ્ય થવો જોઇએ. કારણ તેઓ પણ મનુષ્ય જાત છે અને તેમને પણ આપણાજેવા વિકારો અને મન છે. તો પછી પોતાની લાગણી ખરી અને સામાની ખોટી એ ન્યાય ક્યાંનો ? સર્વ-

ને સરખા ગણી કોઈની લાગણી ન દુખાવવી એ આપણી વાચિક શુદ્ધિની પહેલી ફરજ છે. જો આપણી વાચા અશુદ્ધ હશે તો પ્રિય વાંચકો જાણે છે કે અશુદ્ધ–અયોગ્ય વાણીથી કેટલુ દુઃખ થાય છે. સર્વ આપણા તરફ અણગમો કરશે ને જ્યાં ત્યાં આપણું અપમાન પણ થશે. જીભને વશ રાખવી અર્થાત વાણી શુદ્ધ રાખવી એ એક મહત્વનો ગુણ છે. એક ઠેકાણે મારા વાંચવામાં આવ્યું હતું કે, દાંતે જીભને કહ્યું કે અમો બત્રીસ છીએ અને તું અમારે સ્વાધિન છે તો અમે ધારીએ ત્યારે તને કચરી નાંખીએ " જવાબમાં જીભ બોલી કેઃ—

તુમ બત્તીસ મેં એકલી, બસુ તુમારી માંય,
જરાસી બાંકી ચલુ તો, બત્તીસે ગીર જાય.

આ કલ્પીત દ્રષ્ટાંતપરથી બોધ એટલો નીકળે છે કે, વાચા શુદ્ધ હોય તો સર્વ પ્રકારે આનંદ અને સુખ રહે છે. અશુદ્ધ વાણી એ એક મોટા સંતાપનું કારણ થઇ પડે છે. અનુભવ અંતે સિદ્ધ થાય છે કે સત્ય, નમ્ર, નિર્મળ અને વિવેકી વાચા એ એક વશીકરણ વિદ્યા છે.

માનસિક શુદ્ધી જેને અભ્યંતર શૌચ કહે છે તેજ માનસિક શુદ્ધી છે. મનને છળ કપટથી દુર રાખવું તે માનસિક શુદ્ધી કહેવાય છે. માનસિક શુદ્ધીની આપણા સંસાર વ્યવહારના કામોમાં એટલે સ્વાર્થ અને પરમાર્થ બન્ને વાતો સાધવામાં જરૂર છે. મનની મલીનતા એ આપણને દરેક વાતે નુકશાનકર્તા છે. મલીન મનવાળા માણસને કોઇની સાથે બનતું નથી. છળ કપટ કરવા તરફજ તેનું મુખ્ય લક્ષ હોય છે. છળ કપટથી

આખરે અપયશ આવે છે અને જ્યારે આપણા પ્રપંચો ઉઘાડા થાય છે ત્યારે કર્મ સિદ્ધીને બદલે પશ્ચાતાપનું કારણ થાય છે.

કહેવત છે કે "દગા કીસીકા સગા નહિ, ન કરા સો કર દેખો" આજ કહેવતમાં આપણા ચાલુ વિષયનું રહસ્ય રહેલું છે. આપણી નજર આગળ એવા પણ દાખલા આવી ઉભા રહે છે કે મનની મલીનતાને લીધે કરેલા છળ કપટોજ આખરે આપણા હિતના ઘાતક થાય છે. કૌરવે છળ કપટ કરી પાંડવોને વનવાસી કર્યા, રાવણે છળ કપટ કરી સીતાનું હરણ કર્યું, દિલ્લીપતિ શાહજાન બાદશાહે તેવીજ રીતે રાજ્ય પ્રાપ્ત કર્યું, ઔરંગઝેબે છળ કપટથી રાજ્યનીતિ ચલાવી, નુરજહાંને રાજ્ય વારસ નક્કી કરવામાં કપટકળા વાપરી પણ સર્વની કપટકળા આખરે ઉઘાડી થઈ જેને તેને પોતાના કૃત્યનું સાશન મળ્યું. " ખાડો ખોદે તે પડે " એ કહેવતનો અનુભવ પુર્ણપણે મળ્યો, સારાંશ દેવ અને રાજાદિક લોકોની કપટકળાને યશ આવ્યો નહિ તો સાંમાન્ય માણુસની વાત શી કરવી?

મનને કામ, ક્રોધ, મોહ, લોભ ઈત્યાદી ષડ્ રીપુઓથી મુક્ત રાખવું જોઇએ. પરમાર્થ સાધવામાં મન શુદ્ધિની પ્રથમ જરૂર છે. મનની શુદ્ધી વિના કરેલાં સર્વ કાર્યો વ્યર્થ છે. દેવનાં દર્શન કરવા મંદીરમાં જવું અને મન બાહાર. કોઈ જોડે લેઇ જશે કે શું? તે વિચારમાં અગર ચિંતનમાં રાખવું, તો પછી તે દેવ દર્શનનું પ્રયોજન શું? એક ચિત્તે જે કરે છે તેજ મન શુદ્ધી. કારણ શુદ્ધ મનમાં દ્વીતીય ભેદ-ભાવ હોતો નથી. આપણામાં એક કહેવત છે કે " મન હે ચંગા, સો કથરોટમેં ગંગા " અશુદ્ધ મને એટલે અભ્યતંર શૌ-

ન વિના કરેલું કૃત્ય, કરેલો ધર્મ, કરેલો વ્યહવાર સર્વે વ્યર્થ છે. મન શુદ્ધીથીજ કરેલાં કાર્યો ફળને આપનાર છે. સંસાર વ્યહવારના કામો–નોકરી, ચાકરી, ઉદ્યોગ, અને પરમાર્થનાં કામો–દેવ, દર્શન, ધર્મ ઈત્યાદી જે કહો તે સર્વમાં માનસિક શુદ્ધી–એક ચિત્ત અથવા અંતઃકરણના ખરા ભાવની જરૂર છે અને તેજ કાર્ય સિદ્ધીનો ઉત્તમ માર્ગ છે.

## અસ્તેય.

અસ્તેય એટલે કોઈનાં તનમન, ધનને વગર હકે અને અનિતિથી ઉપયોગમાં ન લેવાં. આપણી મિલકતને કોઈ બીજો ગેર રીતે ઉપયોગમાં લેતો આપણા મનને તે પ્રતીકુળ લાગે છે, તેના તેવા કૃત્યથી આપણને સંતાપ થાય છે, મનને કષ્ટ થાય છે, કલેશ થાય છે, તેવીજ રીતે બીજાની મિલકતપર આપણે અયોગ્ય વ્યહવાર ચલાવીએ તો, આપણા જેટલુંજ બીજાને દુઃખ અને સંતાપ થાય છે.

આ ઉપરથી મુખ્ય બાબત એ નીકળે છે કે, જો આપણે તમામ ભુમંડળના લોકોની સંમતિ લેઇએ તો તેઓ કહેશે કે, આપણી લાગણી દુખાયાથી આપણને જે વિકાર થાય છે, તેવોજ વિકાર બીજાની લાગણી દુખાયાથી તેમને થાય છે. અર્થાત જગતનો અને કુ-

દરતનો ન્યાય અસ્તેયને વધારે માન આપે છે અને તેથી વીપરિતને ધિક્કારે છે.

જ્યારે મનુષ્ય મંડળ આ સિદ્ધાન્તને સ્વીકારે છે ત્યારે નિઃશંક અસ્તેય આચરવા યોગ્ય છે. જો એમ ન હોય તો જીવન વ્યવહારને ઘણી ખલેલ પહોંચવાનો ભય રહે છે અને જનસમાજને દુઃખ થાય છે. દુઃખ એ જનસમાજને પ્રતિકુળ છે માટે અસ્તેય નિભાવવાને પ્રયત્ન કરવો જોઇએ. કુદરતને તપાસતાં તે પણ અસ્તેયના પક્ષમાં છે એટલે કુદરતના તમામ પદાર્થોપર મનુષ્યનો અધિકાર છે તો પણ જે પદાર્થ યોગ્ય અધિકારીએ પ્રથમ સંપાદન કરેલો છે તેનાપર બીજાનો અધિકાર રહેતો નથી. અને જે બળાત્કારથી લે છે તેને માટે પણ તેનાથી બળવત્તર મનુષ્ય તરફથી બળાત્કાર થવાનો સંભવ છે. અસ્તેયનો ભંગ થાય તો એક બીજાની જીંદગી નભી શકે નહિ, અને જીંદગી ન નભે તો કુદરતના નિયમથી વિરૂદ્ધ છે એટલે મનુષ્ય વ્યકતીની બુદ્ધિ વિગેરેનો જીંદગી વાસ્તે ઉપગોગ થવો જોઇએ. આપરથી એમ જણાય છે કે કુદરત અસ્તેયના પક્ષમાં છે.

ઉપર લખેલા વાકયોપરથી અસ્તેયનું મહત્વ સહેજ લક્ષમાં આવવા જેવું છે. જે વસ્તુને કુદરત અનુકળ છે ને સર્વ જન મંડળ પસંદ કરે છે તે વધારે ઉપયોગી હોવી જોઇએ એ નિર્વિવાદ વાત છે. વળી વિદુર નીતિમાં પણ લખેલું છે કે,

हरणंच्च परस्वानां परदराभिमर्षणम्
सुहृदस्यश्च परित्याग स्त्रयो दोषा क्षया वहाः

પારકા દ્રવ્યનું હરણ, પરસ્ત્રી સંગ, મિત્રનો ત્યાગ, એ ત્રણ દોષ ક્ષય પમાડનારા છે.

પારકાનું દ્રવ્ય હરણ કરી, પોતાની ઇચ્છા તૃપ્ત કરવી એના કરતાં, પોતાની ઇચ્છા સદા તેવી રાખવી એજ વધારે સારૂં છે. આપણામાં એક કહેવત છે કે "અણ હકનું આવે તેવું જાય" આ કહેવત આપણા આ વિષયને લાગુ પડે છે. વગર અધિકારે અને અન્યાયથી મેળવેલું દ્રવ્ય અગર મેળવેલી જમીન અગર બીજી કોઈ પણ વસ્તુ હોય તે સર્વ આપણી પાસે જે માર્ગે આવી હોય તેજ માર્ગે જાય છે એવો એક કુદરતી નિયમ છે. આ નિયમને અનુસરીનેજ આપણે કહીએ છીએ કે, અન્યાયથી મેળવેલો પૈસો પચવો મુશ્કેલ છે એટલે અન્યાયથી મેળવેલો પૈસો આપણી પાસે રહેતો નથી. એવા પણ દાખલા આપણા જોવામાં આવે છે કે, કેવળ સ્વાર્થ બુદ્ધિએ અન્યાયથી દ્રવ્ય મેળવી લાખો પતિ થએલાઓને દસકા પછી અન્ન દાંતને વેર થાય છે અથવા તો તેવા લક્ષાધિશના પુત્રો એક પઈ માટે આમ તેમ ફાંફાં મારે છે. જો અન્યાયથી પ્રાપ્ત કરેલું દ્રવ્ય આપણને સુખકર થતું હોય, અગર સદા આપણી પાસે રેહેતું હોય તો, હજારો રૂપીયાની ચોરી કરનાર ચોર લોકો આજ શ્રીમંત હોવા જોઇએ. અને લાંચ વીગેરે લેઇ અયોગ્ય રીતે પૈસો મેળવનારની હવેલી આકાશ સાથે વાતો કરતી હોવી જોઇએ. પણ તેમાંનું આપણે કંઇજ જોતા નથી. દસ હજારની ચોરી કરનાર ચોરના નશીબમાં તો સુકો રોટલો અને છાશજ દેખીએ છીએ. દરેક ચોરી પકડાય છે એમ નથી, તો પણ ન પકડાએલી ચોરી કરનાર ચોર પાસે કંઇજ રહેતું નથી. આજ વાત આપણા કુદરતના નિયમને સિદ્ધ કરે

છે કે, અયોગ્ય માર્ગે મેળવેલા પૈસાથી આપણી ઇચ્છા તૃપ્ત થતી નથી. યોગ વશીષ્ટમાં લખ્યું છે કે,

अन्यायो पार्जितं वित्तं दश वर्षाणि तिष्ठति
प्राप्तेएकावगदशे वर्षे समुलं विनश्यति

અન્યાયે કરી મેળવેલું દ્રવ્ય દસ વર્ષ રહે છે અને અગીયારમું વર્ષ બેસે કે સમુળ નાશ પામે છે.

જ્યારે છળ કપટ કરી અયોગ્ય માર્ગે પ્રાપ્ત કરેલા દ્રવ્યથી આપણને સુખ થતું નથી, આપણી પાસે ઘણો વખત રેહેતું નથી, ત્યારે અનીતિથી દ્રવ્ય મેળવવામાં લાભ પણ શો ? સ્વકષ્ટ અને નીતિથી પ્રાપ્ત કરેલી હરકોઇ વસ્તુ એજ આપણને સુખકર્તા છે, અને તેજ રસ્તે ચાલવામાં આપણું ભુષણ રહેલું છે. દ્રવ્ય, જમીન, વીગેરે ઘણી મોટી વસ્તુઓ માટેજ આ નિયમ છે એમ નથી, હરકોઇ વસ્તુ પ્રાપ્ત કરવામાં અસ્તેયનું ચિત્ર આપણી નજર સામું રાખવું જોઇએ. મનુષ્યે પોતાનું વર્તન કેવી રીતે રાખવું જોઇએ તે સંબંધી શુક્ર નીતિમાં લખ્યું છે કે,

परधन हरणे पंगुः परदार निरीक्षणे प्यंधः
मूकःपरापवादे संभवति सर्व प्रियो जगति ॥

જે પારકાનું ધન હરણ કરવામાં પાંગળો બને છે, પરસ્ત્રી જોવામાં આંધળો થાય છે તથા પારકી નિંદા કરવામાં મુંગો હોય છે તે જગમાં સર્વને પ્રિય થાય છે.

આ શ્લોકના ત્રણ નિયમો સર્વદા મનન કરવા લાયક છે. સંસાર વાસીઓને આ નિયમો અમુલ્ય છે એમ હરકોઈ વિદ્વાન કબુલ કર્યા વિના રહેશે નહિ. આપણું મન ઘણું ચંચળ છે. લક્ષ્મી, ને પારકી સ્ત્રી જોવાથી દ્રઢ મન પણ ઢળી જવા પ્રયત્ન કરે છે. સંસારમાં એવા ઘણા પ્રસંગો બની આવે છે કે, વિના પ્રયાસે સુખ આગળ આવે તો ગ્રાસ ગળવા મન લોભી થાય છે કારણ તે વખતે પરિણામનો વિચાર કરવાની શક્તિ ઓછી થાય છે. કોઈ મોટા લાભની ખાતર અયોગ્ય માર્ગ લેવાને લાલચો આપણને પાછળથી ધક્કા મારે છે. આ ચિત્ર વિચિત્ર પસંગોમાં અસ્તેયની આપણને ખાસ જરૂર છે. અસ્તેય સદ્ગુણની છાપ આપણા મનપર પુર્ણપણે બેઠી હશે તો ક્ષણ ભંગુર લાલચો અને ક્ષણીક લાભ તરફ આપણી વૃત્તિઓ દોરાશે નહિ અને તેથી પરિણામે સુખ થાય છે. રાજા હો કે રંક હો, ગરીબ હો કે શ્રીમંત હો, વિદ્વાન હો કે મુર્ખ હો, સર્વ કોઇને અસ્તેયનું તત્વ જાણવાની અને તે નીયમ પ્રમાણે પોતાનું વર્તન રાખવાની ખાસ જરૂર છે. વિના હકે વિના પ્રયાસે, વિના નીતિએ કંઇ પણ કાર્ય સાધવા અગર કંઈ પણ વસ્તુ મેળવવા પ્રયત્ન કરવો, એ પરિણામે અપયશ અને પશ્ચાતાપને આમંત્રણ કરવા જેવું છે એ નિર્વિવાદ વાત છે.

## સત્યતા.

**Lie not but let thy heart be true to God.**

Thy mouth it, thy actions to them both. Cowards tell lies, and those that fear the god. the stormy working soul spits lies and fr th. Dare to be true. Nothing can need a lie. A fault which needs it must grow two thereby.

" અસત્ય બોલ નહિ, તારૂં અંતઃકરણ ઇશ્વર પ્રતિ સાચું રાખ, તારૂં મુખ અંતઃકરણ પ્રતિ સાચું રાખ, અને તારી કૃતિ તારા અંતઃકરણ તથા મુખ એ બે પ્રતિ સાચી રાખ અસત્ય બોલવું એ ડરકણનું અને દંડ સહન કરવો એ અશક્ત માણસનું કામછે. આકુળ વ્યાકુળ અંતકરણ અસત્ય અને ડોળ થુંકે છે. સાચા થવાની હિંમત રાખ, કશાને અસત્યની જરૂર નથી; જે દોષને તેની જરૂર હોય છે તે તેથી બેવડો થાય છે.

( હર્બર્ટ )

"સ્ત્રીઓને આરશીમાં કંકણ જોવાની જેમ જરૂર નથી" તેમ " सत्यमेव जयते " એ સિદ્ધાન્ત સીદ્ધ થઈ ચુકયું છે. અસત્ય બોલવાથી થતા ગેરફાયદા બતાવવામાં આ નિબંધનો વિસ્તાર કરવો બરોબર નથી કારણ અસત્ય બોલવાના પરિણામે થતાં નુકશાનો સેહેજે સમજી શકાય છે. અસત્ય ન બોલવું, અને સદા સત્ય બોલવું એટલુંજ ફકત લક્ષમાં રાખ્યાથી આ ગુણ આપણે પુર્ણ રીતે ગ્રાહ્ય કર્યા એમ કહી શકાય નહી. " सत्य वक्ता सुखी भवेत "સાચું બોલનાર સદા સુખી થાય છે. એતો ઠરી ચુકેલી વાત છે. સાચું બોલવાની સાથે આપણું આચરણ પણ સાચું જોઈ-

એ. ચોરી કરવી, અને પછી કોઇ પુછે ત્યારે "હા મેં ચોરી કરી છે" એમ કરવાથી કોઇ તેને સત્ય પુરૂષ કહેશે નહિ. લોકોને ફોસલાવી દગલબાજી કરી અન્યાયે દ્રવ્ય મેળવી ધર્મ કરવો એ કાંઇ ધર્મ કહેવાય નહિ, તેજ પ્રમાણે કુકર્મ કરી સત્ય બોલવું એ સત્યતા કહેવાય નહિ.

માટે સત્ય બોલવાની સાથે આપણું અંતઃકરણ અને આપણું આચરણ સત્ય જોઇએ. આજ જમાનો એવો છે કે, સત્યનું પ્રાબલ્ય આપણી ચર્મ ચક્ષુને વધારે દેખાય છે, પણ આ કેવળ ભુલ ભુલામણીવાળો ભાસ છે. વિષથી ભરેલા ઘડાના મુખમાં અમૃત મુકી અમૃતનો ઘડો કહી કોઇને આપીએ, ત્યારે તે અમૃતથી લલચાઇ ઘડો લે છે પણ જ્યારે અમૃત નીચે વિષ દેખાય છે ત્યારે અમૃતનો ફકત ભાસ હતો યા લાલચ હતી એમ જણાય છે. તેજ પ્રમાણે સત્યના પ્રાબલ્ય રૂપી ક્ષણીક અમૃત નીચે વિષ છે એ નકકી સમજવું. માટે સંકટ વખતે પણ સત્યતા છોડી સંકટ નિવારણાથી અસત્ય માર્ગ સ્વિકારવો નહિ. અસત્ય માર્ગ સ્વિકાર્યાથી કદાચ પ્રથમ સંકટ નિવારણ થયું એમ જણાશે, પણ, તેથી આખરે તો સંકટ નિવારણ ન થતાં સંકટમાંજ વધારો થાય છે એમ સિદ્ધ થશે. સંકટવખતે અસત્ય માર્ગ ગ્રહણ કરવાથીજ જો સંકટનો નાશ થતો હોયતો સત્યવાદી રાજા હરિશ્ચંદ્રે અસત્યનો માર્ગ કેમ ગ્રહણ ન કર્યો? પોતાની સ્ત્રી પુત્ર વેચી પોતે નીચજાતિને ત્યાં કેમ વેચાયા? શું તે ડાહયા નહોતા? તેમને તેવી યુક્તિઓ, પ્રપંચ આવડતા નહોતા? તેમણે અસહ્ય દુઃખ શા માટે સહન કર્યું? ફકત સત્યના માટે. સત્ય

ને જાળવી રખાથી આખરે તેમને કેટલું અમુલ્ય, અવ‌િનિય સુખ પ્રાપ્ત થયું તે જગ્ જાહેર છે.

સ્ત્રીઓને માટે પણ આજ ન્યાય છે. તેમણે જાણવું જોઇએ કે,

સીતા સતિ તારામતિ,
દમયંતિ દેહ દુઃખ વેઠતી;
સતિઓને દુઃખ આવે ઘણું,
પણ સત કદી નવ છોડતી.
ઘડી સુખને ઘડી દુઃખની,
એવી જગતની છે રીતિ,
ધીરજ ધરી તો બાઇ થાશે,
સાહાય શ્રી ઊમાપતિ.

અર્થાત, રામને સિતા, નળને દમયંતી, હરિશ્ચંદ્રને તારામતીના ચરિત્રો સ્ત્રી પુરૂષો માટે સત્યતાના નમુના છે. અને તે નમુનાનું અનુકરણ કરવાથી સંસારમાં સુખ થશે ને નીતિ દેવીના ભક્ત મંડળમાં તેમનું નામ દાખલ થશે. આપણા ધર્મ શાસ્ત્રે પણ સત્યતાને ઘણું મહત્વ આપેલું છે.

॥ सत्यं वाच ःप्रतिष्ठा , सर्वेसात्ये प्रतिष्ठितं ॥

આ મહાન્ વાક્યનો ભાવાર્થ એ છે કે "સત્ય"એ વાણીની પ્રતિષ્ઠા છે. સર્વ સત્યમાંજ રહેલું છે. માટે તેને સર્વથી શ્રેષ્ટ કહેલ છે. અને તેની સર્વ કાર્યમાં જરૂર છે." અથર્વેદમાં પણ એક

ઠેકાણે લખ્યું છે કે— " **सत्यमेव जयतेनानृतं** " " દરેક કા- ર્યમાં સત્ય જીતે છે; અસત્ય જીતતું નથી. " આપણને આ વાક્યનો અનુભવ પણ મળે છે.

વધારે ખાત્રી માટે જો આપણે આપણા દેશના ઇતિહાસ તર- ફ નજર કરીશું તો તેમાંથી આપણને એવા ઘણા દાખલા મળી આવશે કે, આખરે સત્યનોજ જય થયો છે, સત્યનેજ જીત થઈ છે દિલ્લીનો બાદશાહ ઔરંગજેબ પ્રથમ ઉપર લખ્યા પ્રમાણે **विषकुंभ**- ના ન્યાયે, અસત્ય માર્ગથી પોતાની ઇચ્છા તૃપ્ત કરી શક્યો તેણે અ- સત્યમાંજ જીત માની, તેને સર્વ કાર્ય અસત્યમાંજ ભાસી, પરંતુ આ- ખરે જયારે, સત્યની જીત થઇ, ત્યારે તેને એ સર્વેઅસત્યતાની ક્ષ- ણીક ભુલ ભુલામણી હતી, એમ સમજ્યો અને અમૃત નીચે વિષ જોયું વિગેરે હકીકત આજ વાંચકોના સ્મરણ બહાર નથી. ઔરંગ જેબના જીવન વૃતાંતમાંથી આપણે સારી રીતે સમજી શકીશું કે, અસત્ય માર્ગ લેનારને સ્વસ્થતા કોઇ દિવસ હોતી નથી. રાત્રે ચાર ઘ- ડી નિરાંતે નિદ્રાપણ આવતી નથી. પોતાની વાત કોઇ જાણશે કે શું. ! પાપનો ઘડો ફુટશે કે શું ! વિગેરે તર્ક વિર્તક, રૂપી પિશાચો રાત્ર દિવસ ભવિષ્યમાં થનારી ખુવારીનું ભાન કરાવે છે. અસત્યતા નવા નવા શત્રુઓને આમંત્રણ કરે છે. અસત્યતા કોઈનામાં વિશ્વા- સ દેખાડતી નથી, ઇત્યાદિ અનેક સડા અસત્યતાથી ઉત્પન્ન થાય છે. દિલ્લીપતિ ઔરંગજેબને તેના પુત્રેજ આ વાતો સિદ્ધ કરી આપી. પિતાને પગલે ચાલવાથી તેના પુત્રને પણ તેજ અનુભવવા પ્રસંગ આવ્યો; આખરે અસત્યતાના લાગેલા સડાનો મોગલ બાદ-

શાહીના અંત સાથે નાશ થયો. તેજ ન્યાયે આપણા સંસારરૂપી રાજ્યના અંતને પણ અસત્યતા આમંત્રણ કરે છે.

શંકુતલાએ એક વખત દુષ્યન્ત રાજાને કહ્યું હતું કે " આ લોકમાં સત્ય સમાન ધર્મ નથી, સત્ય સિવાય બીજું કંઇ શ્રેષ્ટ નથી અને અસત્યથી બીજુ કંઇ ખરાબ નથી " અંગ્રેજીમાં એક કહેવત છે કે " He who tells one lie needs twenty others to support it " "અસત્ય બોલી કરેલા એક ગુન્હાને ટેકો આપવા બીજા વીશ ગુન્હા કરવા પડે છે " મતલબ અસત્ય છુપાવવાને બીજા અસત્ય પ્રયત્નો કરવાની ઇચ્છા થાય છે. તેમ ન કરે તો અસત્ય ટકી શકતું નથી. વારૂ, વીશ નહિ પણ સો પ્રયત્નો કરવામાં આવે તો પણ આખરે અસત્યને કપાળે તો ડામજ છે, ત્યારે તે માર્ગનો ત્યાગ કરવો એજ ઉત્તમ છે. આજ આપણે દશરથ અને યુધિષ્ટીર રાજાને પુજ્ય કેમ માનીએ છીએ ? તેઓ સત્યતાની પ્રતિમાઓ હતા. રાજા દશરથે રામચંદ્રજીને વનમાં કેમ મોકલ્યા ? પાંડવોએ વનમાં રહી અસહ્ય સંકટો શા માટે સહન કર્યાં ? ફકત સત્યતાને માટેજ આખરે તેમના સત્યનો જય થઇ આજ પુજ્ય ગણાય છે, તે સર્વ સત્યતાનોજ પ્રભાવ છે.

મહાન્ પ્રરાક્રમી રાજાઓ, અને જેને આજ આપણે દેવ જેવા માનીએ છીએ તે મહાન્ પ્રતાપી, પુન્ય પુરૂષોને, સત્યનાં શુભ પરિણામો અને અસત્યનાં અશુભ-હાની કર્તા પરિણામો સહન કરવાં પડયાં છે તો આપણે સંસારવાસીઓ, ઉપર લખેલા મહાન્ પુરૂષોની પંક્તીમાં પણ ન ગણાઇએ તેવાઓને સત્ય અસત્યનાં શુભ અશુભ પરિણામો ભોગવવાં પડે એ કંઈ વધારે આશ્ચર્યની વાત નથી. ગુણ

અવગુણ કુદરતી ન્યાયે રાજા અને રંકને સરખો નૂકશાન કરે છે. તેની નજરમાં ગરીબ તવંગરનો ભેદ નથી, પણ તે ગરીબને ગુણથી તવંગર અને તવંગરને અવગુણથી ગરીબ કરવા શક્તિ ધરાવે છે તેમ આપણા સંસારના સુખ દુઃખો આપણા ગુણ અવગુણ-પર આધાર રાખે છે. સત્યતા સર્વથી વધારે અગળ પડતો ગુણ છે એમ પણ કહી શકાય કારણ સત્યતાપર બીજા કેટલાક ગુણો આ-ધાર રાખે છે. એક ગ્રંથકર્તા લખે છે કે,

"Truthfulness is a most fundamental virtue. No society can subsist without it. What we need most urgently in our social relations is mutual confidence and trustworthiness; and there can be no confidence where there is no truth. *Truth is again the foundation of all moral virtues.* Justice. courage, denial self-control. and benevolence allpresuppose truth"

" સત્યતા એક જરૂરી સદ્દગુણ છે, મનુષ્યને તેના વગર ચાલતું નથી. સંસારમાં આપણને અરસપરસ વિશ્વાસ અને સત્યતાની અતિ અગત્યતા છે. જ્યાં સત્યતા નથી ત્યાં વિશ્વાસ નથી. સત્યતા બીજા બધા સદ્દગુણોનો પાયો છે. પ્રમાણિકપણું, હિમંત, મનને વશ રાખવું, આત્મસંયમન, ઇત્યાદી સર્વ સત્યતાપર અવલંબી રહે છે."

સારાંશ સંસારમાં સુખ મેળવવાને બીજા જે જે સદ્દગુણોની

આપણુને જરૂર છે તે સત્ય પ્રિય થવાથી આપણે પ્રાપ્ત કરવા શક્તિમાન થઇએ છીએ, હવે આપણે અહિં વિચાર કરવાનો છે કે સત્ય અસત્યનાં પરિણામો આપણા સંસાર પર કેવી અસર કરે છે જેઓ સંસાર ત્યાગી છે, અથવા તો જેઓએ મનથી સંસારનો ત્યાગ કર્યો છે. ને બધિ દ્દષ્ટીએ સંસારી પુરૂષો જણાય છે તેવા અને જેઓ વયથી અને જ્ઞાનથી વૃદ્ધ થયા છે તેવા પુરૂષોને અસત્ય માર્ગ લેવાના, અસત્ય કૃત્ય કરવાના અને અસત્ય ભાષણ વદવાના, આપણે સંસારીઓ કરતાં થોડા સંજોગો આવે છે. સંસાર ચક્ર એજ સત્ય, અને અસત્યતાની કસોટી છે. અસત્ય કૃત્ય કરવાનો કે અસત્ય ભાષણ વદવાનો પ્રસંગ ન આવે ત્યારે સચ્ચાઇ સચવાઈ રહે એ કંઈ વધારે નવાઈની વાત નથી. પણ કોઇ મોટી લાલચ અથવા પ્રત્યક્ષ, અપ્રત્યક્ષ ફાયદો, અસત્ય દર્પણમાંથી દેખાય તે વખતે તે ફાયદા તરફ લક્ષ ન આપતાં, સત્ય માર્ગ છોડીએ નહિ અને અસત્ય ગ્રહણ કરીએ નહિ ત્યારે આપણી સત્યતા કસોટીએ ચઢે છે અને સંસારરૂપી બજારમાં તેની કિંમત થાય છે. અહીં મને એક વાત યાદ આવે છે કે, એક વખત આ પુસ્તકના પ્રકાશક સાથે વાત ચિત કરતાં વિષય પ્રસંગને અનુસરી તેમણે એક મને મનન કરવા લાયક, અને અનુભવ લેવા યોગ્ય, એવી વાત કહી હતી કે, તેઓ ભાવનગરમાં તેમના એક મિત્રને ત્યાં ગયા હતા. તે મિત્રના ઘરમાં એક ભીંતે મોટા અક્ષરથી લખ્યું હતું કે " "કામ ન પડે ત્યાં સુધી સર્વ સારૂં છે" આ વાક્ય વાંચી આ નિબંધના પ્રકાશકે તેમાંથી " સર્વ કોઇ " અક્ષરો કહાડી નાંખવા તેમના મિત્રને વિનંતી કરી,

કારણમાં જણાવ્યું કે બધા સરખા હોતા નથી. જવાબમાં તેમના મિત્રે કહ્યું. કે "આ મારૂં અનુભવ સિદ્ધ વાક્ય છે તેમાં હું ફેરફાર કરી શકતો નથી."

આ પણ એક વાત લક્ષમાં રાખવા જેવી છે, કારણ કે ઉપલા વાક્યથી બોધ થાય કે "પ્રસંગ પડે ત્યારેજ પરિક્ષા થાય છે" પછી તે મનુષ્ય પ્રાણી હો, કે અચેતન પ્રદાર્થ હો; સદ્દગુણ હો, કે દુર્ગુણ હો; સર્વની પરિક્ષા પ્રસંગ પડેજ થાય છે. સત્યતાની પરિક્ષા સંસારમાં જ્યારે પ્રસંગ પડે છે ત્યારેજ થાય છે. અસત્ય વદવાનો પ્રસંગ ન આવે ત્યાં સુધી સત્ય વદવું, એ સત્યતા તો ખરી, પણ તે કસોટીએ ચઢી બજારમાં કિમંત પામેલી નથી—જ્યારે તે કસોટીએ ચઢી બજારમાં સર્વના ચિત્તનું આકર્ષણ કરે છે ત્યારે તેની કિંમત, તેનાથી થતો આનંદ, તેના શુભ પરિણામો અને તેને અંતે પ્રાપ્ત થતા સુખનું જ્ઞાન થાય છે. તેજ ખરી સત્યતા છે. કેટલાક એવી પણ દલીલો મુકશે કે, આજ કળીયુગના જમાનામાં સત્ય, અસત્ય કર્યા વગર ચાલતું નથી; તે સર્વેને માટે જવાબ એટલોજ છે કે, અસત્યના ક્ષણિક લાભ તરફ જો લક્ષ ન આપે તો કદાચ સત્યથી પોતાનું કાર્ય બગડવાની કલ્પના થાય—યા ભાસે તો પણ આખરે અસત્યનો ક્ષણિક લાભ નાશ પામી સત્યનોજ જય થશે, જ્યારે આપણને થતો લાભ કાયમનો નથી ત્યારે તેનો ઉપયોગ પણ શો? હા, જો અસત્યતાથીજ કાયમનો ફાયદો થતો હોય તો કદાચ સત્યથી લાભ કહેનારાઓની આપણે ભુલ કાઢવા સાહસ કરીએ પણ તેમ તો છે નહિ. ત્યારે ક્ષણિક સ્વાર્થ માટે સત્યતાને કલંક શા માટે લગાડવું? સત્યતા શું કે બીજા સદ્દગુણ શું, જે

રેકમાં જેમ જેમ ઉંડા ઉતરીએ તેમ તેમ તેના ઉંડાં મુળ જણાય છે અને જેને આપણે નજીવી વાત ગણીએ છીએ તે-નાં ગંભીર પરિણામો પાછળથી જણાય છે. દાખલા તરીકે નાના છોકરાને રમાડતી વખતે રોજ આપણે "જો પેલો બાવો આવ્યો, મારી મુંઠીમાંથી રૂપીયો ઉડી ગયો " વિગેરે વાકયો કેવળ વિનોદ અર્થે બોલીએ છીએ. સદર વાકયો બોલતી વખતે કોઇ પણ પ્રકા-રનો આપણો હેતુ હોતો નથી, તોપણ આવાં વાક્યોની કોમળ હૃદયપર જુદીજ અસર થાય છે. ઘણા પસંગો પછી છોકરો જાણે છે કે બાપ ખોટું બોલે છે એટલે તે પણ તેજ પગલે ચાલે છે. અ-ર્થાત કોમળ વયમાં અસત્યતાની ઓળખાણ થાય છે અને પછી તે ઓ-ળખાણમાંથી મિત્રાચારી થાય છે. આટલાજ કારણથી અને આજ તત્વને અનુસરી ડાહ્યા પુરૂષો કહે છે કે, મશ્કરીમાં પણ અસત્ય વદવું નહિ આ નિયમના પરિણામે આપણને, અસત્ય બોલવાની ટેવ પડતી નથી અગર અસત્ય બોલવું ગમતું નથી. હવે આપણે વિચાર કરીશું કે જેને અસત્ય બોલવાની ટેવ પડતી નથી અગર અસત્ય બોલવું ગમતું નથી. ત્યારે જેને અસત્ય ભાષણ તરફ અ-ણગમો છે, તેને હાથે અસત્ય કૃત્ય કેવી રીતે બને ? તેજ પ્રમાણે નાની ઉમ્મરથીજ જો સત્યતાને ગ્રહણ કરી હોય તો તે પરિપક્વ થઇ આગળ ઉપર ચલીત થતી નથી-માટે બોલવા ચાલવામાં અને દરેક કૃતીમાં જો આપણી સત્યતા બીજાને દેખાશે તો સ્વસંસારમાં સુખ થશે એટલુંજ નહિ પણ તેની ભવિષ્યની પ્રજા અને કુટુંબ તેજ માર્ગે ચાલી સુખી થશે.

---

# આત્મસંયમન.

---

आ संसार त्रिभुवनागिदं चिन्वतांताततताद—
नै वास्माकं नयन पदवीं श्रोत्रवत्मागितो वा ॥
योऽयं धत्ते विषय कारिणी गाढगुढाभिमान—
क्षीबस्यान्तः करण कारिणः संयमालान लीलाम् ॥

"અમે ત્રણે લોક જોયા પણ મનને નિયમમાં રાખે તેવો પુરૂષ અમારા જોવામાં કે સાંભળવામાં આવ્યો નથી."

(ભર્તૃહરી વૈરાગ્ય શતક).

આ શ્લોકથી આપણે સારી રીતે સમજી શકીશું કે આત્મ-સંયમન અથવા તો મનોનિગ્રહ ગુણની આપણને ખાસ જરૂર છે. આ ગુણ સિવાય આપણા બીજા સદ્દગુણની બરાબર કિંમત થશે નહિ. દાખલા તરીકે, સમુદ્રમાં ચાલતાં એક વહાણ તરફ જોઇએ. વહાણ મુસાફરી કરતું હોય તે વખતે સમુદ્ર શાંત હોય, દિશાનું જ્ઞાન થવાને પાસે હોકાયંત્ર હોય, સમુદ્રમાં ખડક વીગેરે જગો ક્યાં છે તે જાણવા પાસે નકશો હોય, ખલાસી હોંશીયાર હોય, વહાણ સારી સ્થીતિમાં હોય તોપણ જો વહાણનો મુખ્ય નાયક, હોંશીયારીને દીર્ઘદ્રષ્ટીથી, ચાલાકી વાપરી સુકાન આગળ ઉભો રહી બરાબર કામ ન કરે તો ઉપર લખેલી બીજી બધી અનુકુળતા વ્યર્થ છે. તેવીજ રીતે જો માણુસને વ્યહવારમાં સર્વ વાતો અનુકુળ

હાય અને તેના અંગમાં સર્વ ગુણ હોય તોપણ જો તે પોતાનું મન સ્વાધિન રાખી ન શકે તો તે સર્વ બ્યર્થ છે. સારા નાયક વગરનું સર્વ બ્યર્થ છે. સારા નાયક વગરનું સર્વ અનુકુળતાવાળું વહાણ એ મનોનિગ્રહ વિના સર્વ ગુણોવાળા માણસની બરાબર છે.

એક વિદ્વાન લખે છે કે " When we say of a man that he is wanting in self-control, we mean that he is so much under the influence of one or more of the passions which are fcund in human nature that he follows their dictates against his judgment, his dearest, interest or his fondest affections. (Model Essayes.)

"અમુક માણુસમાં મનોનિગ્રહનો ગુણ નથી એટલે તે તેના વિકારોને એટલો સ્વાધિન હોય છે કે, સ્વતઃ નો સ્વાર્થ, ફાયદો અને પ્રિયવસ્તુ તરફ લક્ષ ન આપતાં, કેવળ વિકારોને સ્વાધિન થઈ, ઈચ્છા તૃપ્ત કરવામાં મચ્યો રહેછે' સ્વાભિમાનથી આપણું કર્તવ્ય આપણી આંખો સામું નિરંતર જણાય છે પણ આત્મસંયમનના અભાવે આપણે કંઈ વિચાર ન કરતાં આડે માર્ગે ચઢીએ છીએ. આપણા આયુષ્યમાં ક્ષણે ક્ષણે આપણી નૈસર્ગિક બુદ્ધિ આપણને એકાદ કૃત્ય કરવાનું કહે છે પણ આપણો સુવિચાર અને શાંત પ્રવૃત્તિ તે કૃત્ય કરવું યોગ્ય છે કે અયોગ્ય છે તે બતાવી આપે છે। પ્રિય વાંચનાર પૈકી દરેકને અનુભવ હોવો જોઈએ કે, સહવારે પથારીમાંથી ઊઠી નિત્ય કર્મ કરી પોતાના ઉદ્યોગનો આરંભ કરવો

એ ઇચ્છાને અમલમાં લાવવાને આપણા હાથપગને થોડો ઘણો પણ યત્ન કરવો પડે છે. "હવે ઊઠવાની વખત થઈ" એમ જ્યાંસુધી આપણો સુવિચાર આપણને થાય ત્યાંસુધી આપણે પથારીમાંથી ઊઠતા નથી. કોઇ વખત વહેલા ઊઠવું હોય તો આપણે વખત થતા પહેલાંથીજ ધડપડ કરીએ છીએ. સારાંશ એટલોજ કે નૈસર્ગિક બુદ્ધિથી ઊત્પન્ન થએલી ઇચ્છાઓ તૃપ્ત કરવામાં આપણો સુવિચાર આપણને યોગ્યતા, અયોગ્યતાનું ભાન કરાવે છે. આવો જે આપણો સુવિચાર તે આપણા મનોનિગ્રહ સાથે ઘણો સંબંધ રાખે છે. મનઃપ્રવૃત્તિ સ્વાધીન રાખવી, અયોગ્ય સુખેચ્છા તરફ અભાવ, અને કામ ક્રોધાદિવૃત્તિપર અમલ ચલાવવો ઇત્યાદી વાતો ઘણી મહત્વની છે અને તેજ મનોનિગ્રહના અંગો છે.

સંસારમાં આત્મસંયમન ગુણની કેટલી જરૂર છે એ વાતનો પ્રિય વાંચકોને થોડોઘણો અનુભવ હોવો જોઇએ. એવા પણ દાખલા બને છે કે, વિચારી પુરૂષ મહત્વની બાબતોમાં મન કબજે રાખે છે અને નાની નાની બાબતોમાં આત્મસંયમનની અપેક્ષા કરે છે અને તેથીકરી પ્રસંગે મોટું નુકશાન થાય છે. ક્રોધ એ મનોનિગ્રહના અભાવનું પરિણામ છે. ક્રોધના આવેશમાં માણસ આગલો પાછલો વિચાર કર્યા વિના કોઇ વખત ભયંકર અપરાધ કરી બેસે છે. "The man who cannot control his anger, for example, loses hii judgment altogether "*Ira furor brivi.sest* is a brief madness" the Romans said.

"જે માણસ પોતાના ક્રોધને વશ રાખતો નથી તે વિવેક બુદ્ધિ ખોઈ બેસે છે. ક્રોધ એ એક પ્રકારની ગાંડાઈ છે" મનુષ્ય કામ,

ક્રોધાદી મનોવિકાર વારંવાર પ્રયત્ન કરવાથી કબજે રાખી શકે છે એનો અનુભવ સાધુસંત અને સુવિચાર પુરૂષોએ જગતને પુર્ણપણે બતાવ્યો છે. સોક્રેટીસ, ઇસુખ્રિસ્ત, ઇંગ્લંડનો રાજા ઑાલફ્રેડ, બુદ્ધ, ઇત્યાદી મહાન પુરૂષોના આયુષ્યક્રમમાં તેઓના મનોવિકાર પ્રબળ થવાના ઘણા પ્રસંગો આવ્યા હતા પણ શાંતતાથી સર્વ સહન કરી આખરે યશસ્વી થયા. એકનાથ મહારાજના શરીરપર એક યવન ઘણી વખત થુંક્યો પણ મન શાંત રાખી ઊલટી મહારાજે યવન પાસે થુંકવાથી થએલા શ્રમની ક્ષમા માગી. ઇસુખ્રિસ્તે પોતાના શિષ્યને એવો ઊપદેશ કર્યો હતો કે, "જો કોઈ તારા મોંપર તમાચ મારે તો શાંતતા ધરી બીજો ગાલ આગળ કરજે" જ્ઞાનેશ્વરની પ્રથમ લોકોએ નિંદા કરી પણ આખરે તેજ લોકો તેમને પુજ્ય માનવા લાગ્યા. આનું કારણ શું ? કારણ ફક્ત **મનોનિગ્રહ–આત્મસંયમન,**

મનુસ્મૃતીમાં લખ્યું છે કે—

**श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वाचयोनरः ॥**
**न हृष्याति ग्लायाति वा सविज्ञेयो जितेन्द्रियः ॥**

ઇંદ્રિય કબજે રાખનાર પુરૂષને નિંદા અથવા સ્તુતિ, સ્વરૂપ કે કુરૂપ જોઈ, સારૂ કે નરસુ ખાવા મળવાથી, સુગંધ કે દુર્ગંધ વસ્તુના વાસથી, આનંદ કે દુઃખ થતું નથી.

ઊપર લખેલા પ્રખ્યાત પુરૂષોએ પણ એજ તત્વ ગ્રહણ કર્યું હતું કે, મનને વશ રાખી કોઈપણ પ્રકારનો હર્ષ, શોક રાખવો નહિ. ઊપર લખેલા પુરૂષોપર કેટલા ભયંકર, અચાનક પ્રસંગો આવ્યા

હશે વારૂ ? પણ મનોનિગ્રહથી સર્વ પાર તરી જાતર્યા.

હવે અહીં એક મહત્વની બાબત લખવાની છે કે જે બાબતમાં મનોનિગ્રહની ખાસ જરૂર છે. જગતમાં પૈસા જેવી બીજી એક પણ મોહક ચિજ નથી. પૈસા માટે માણુસ સંકટો ને પાતકોના સપાટામાં આવી જાય છે. પૈસો મેળવવા માણુસ ગમે તે કરે છે, ગમે ત્યાં જાય છે, અને ગમે તેવી વર્ત્તણુંક રાખે છે. પૈસા આગળ વિદ્વત્તા અને ડહાપણુ ફીક્કા પડે છે. આવો જે અતિ અગત્યનો અને દરેક સુખનો આપનાર પૈસો પ્રાપ્ત કરવામાં મનોનિગ્રહની બહુજ જરૂર છે અનેક લાલચોમાં પડી અયોગ્ય માર્ગે દ્રવ્ય મેળવવા જતી ઇચ્છાને રોકી રાખવા મનોનિગ્રહની જેટલી આવશ્યકતા છે, તેટલાજ પ્રમાણુમાં ધારેલો હેતુ અને આરંભેલો ઉદ્યોગ પાર પાડવામાં મનોનિગ્રહની જરૂર છે. આજકાલ ઈંગ્રેજ લોકોને ઉદ્યોગમાં યશ કેમ મળે છે ? ધારેલા હેતુ શી રીતે સિદ્ધ થાય છે ? તેમના કામો જગત્માં કેમ પ્રખ્યાતી પામે છે ? જવાબ એટલોજ છે કે, તેઓ ગમે તેવાં સંકટો સહન કરે છે, અને પોતાનો દ્રઢ નિશ્ચય ન છોડતાં મનોનિગ્રહથી પોતાનું કર્તવ્ય કર્યોજ જાય છે. એજ તેમની ફતેહ થવાના સાધનોમાંનું એક સારૂં સાધન છે.

इंद्रियाणाम् प्रसंगेन दोष मृंच्छत्यसंशयम् ।
सांनियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥

જે જે ઇંદ્રિયોનો જે જે વિષય છે, તે તે, તેમને વારંવાર મળવાથી તેઓ અધિક અધિક બળવાન થાય છે. પછી બીજું કંઇપણુ કામ આપણુને સુઝતું નથી એટલા માટેજ ઇંદ્રિયો કબજામાં

રાખવી જોઇએ અને તેમ કરવાથી માણસને હમેશાં યશ મળે છે.

બીજી રીતે વિચાર કરતાં આપણે જાણી શકીશું કે મન ચં-ચળ હોવાથી હર વખત ગતિમાં રહે છે, તોપણ કુદરતિ નિયમ મુ-જબ તેને વિશ્રામ લેવો પડે છે. સુષુપ્તિ વીગેરેમાં જેના મનને વિ-શ્રામ નથી તેનાથી યથાર્થ કામ થઇ શકતું નથી. આ ઉપરથી એમ જણાય છે કે મનને એકાગ્રતાની જરૂર છે. મનની એકાગ્રતા થાય છે ત્યારેજ સુખ થાય છે. જ્યારે આપણે કોઈ વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છીએ છીએ ત્યારે મન સ્થીર હોય તોજ તેમાં યશ મળે છે. એ કુદરતિ નિયમ પણ મનોનિગ્રહની જરૂર બતાવી આપે છે. કારણ કે મનોનિગ્રહ વિના એકાગ્રતા થતી નથી અને એકાગ્રતા વિના સુવિચાર આવતા નથી. સ્થુલ અને સૂક્ષ્મ સૃષ્ટીના સપાટા અને સંસ્કારોને લીધે મન પ્રવર્ત્ત થાય છે અને સંસ્કારોનું કર્મ કરી નાંખે છે. હવે જો કર્મનિષેધ દુઃખરૂપ હોય તો કરનારને દુઃખ થાય છે માટે સારૂં નરસુ સમજવા યોગ્ય મન થવા માટે મનોનિગ્રહની જરૂર છે એમ વિદ્વાનો કહે છે. જો મનની ગતિ આપણા કાબુમાં હોય તો દુઃખપ્રદ કૃત્ય આપણાથી થશે નહિ. આપણું મન અશ્વ છે અને જીવ સ્વાર છે હવે જો મન નરસા સંસ્કારોમાં તણાય તો જીવને ખાડામાં નાંખેછે. પણ જો મનોનિગ્રહ હોય તો ઇંદ્રિયનિગ્રહ આપોઆપ પ્રાપ્ત થાય છે. કારણકે મન એજ આપણી ઇંદ્રિયો અને આપણી ઇચ્છાઓનો પ્રેરક છે. મન એક પ્રકારની આંતરીય ઇંદ્રિય છે પણ તેના બે કામ છે. બાહ્ય અને અંતર બન્ને વિષયના ઊપયોગનું સાધન મન છે. ઇંદ્રિયો બાહ્ય વિષયોનેજ ગ્રહણ કરે છે. અને ઇંદ્રિયોને વિષય-

ના ઉપયોગ માટે મનની અપેક્ષા રહે છે. આ પરથી એમ સિદ્ધ થાય છે કે મનોનિગ્રહથી ઇંદ્રિયનિગ્રહ પ્રણુ પ્રાપ્ત થાય છે.

ઉપર લખ્યા પ્રમાણે કુદરતિ નિયમ પણુ મનોનિગ્રહતાની સિદ્ધતાને માન આપે છે. મનોનિગ્રહથી મનુષ્ય મંડળ આપણુને અનુકુળ થાય છે, સર્વ વાતે સુખ થાય છે. સ્વાર્થ અને છેવટે પરમાર્થ સાધવામાં પણુ મનોનિગ્રહ ઉત્તમ સાધન થઈ પડે છે. માટેજ આપણે સંસાર વાસીઓએ લક્ષમાં રાખવું જોઇએ કે, કામ, ક્રોધ, મોહાદિ ષટ્ રીપુને વશ રાખી, આત્મ સંયમનનું ચિત્ર હમેશાં નજર આગળ રાખી આપણું કર્તવ્ય કર્યાં જવાથી આપણો સંસાર સુખી થશે એટલુંજ નહિ પણ પરમાર્થ સાધવામાં સાધુ સંત જેવા મહાન્ પુરૂષોને ખાસ જે ગુણુની જરૂર છે તે અમુલ્યગુણ આત્મસંયમનની પ્રાપ્તિથી આપણી સ્વાર્થને પરમાર્થ બન્ને ઇચ્છાઓ પુર્ણુ થશે.

## ઇંદ્રિયનિગ્રહ.



Self reverence. self knowledge, self controt, these three alone lead life to sovereign power.

આત્મમાન, આત્મજ્ઞાન અને આત્મ નિયમ–સ્વતઃની ઇંદ્રિઓ વશ રાખવી તે—આ ત્રણ ગુણો રાજ્યશક્તિ પ્રાપ્ત કરી આપે છે.

"Comuand your self and you will command other" એટલે જેણે મન જીત્યું તેણે સર્વ જીત્યું. પાછળ લખ્યું છે કે, આપણે સંસારવાસીઓને મન જીતવાની ખાસ જરૂર છે ને તે-

નીજ સાથે આપણી ઇંદ્રિયોને વશ રાખવાની તેટલીજ જરૂર છે. ઇંદ્રિયો વશ ન રાખવાથી ઘણા વિકારો ઉત્પન્ન થાય છે અને આપણને આડે માર્ગે દોરે છે. વિકારોમાં પણ બે ભેદ છે–સારા ને ખોટા–અથવા યોગ્ય ને અયોગ્ય. સારી ઇચ્છાઓ એટલે વિદ્વાન્ થવું, દેશભક્ત થવું, પરોપકારી થવું, ઇત્યાદિ વિકારો સારાજ છે. આવા વિકારો દાબી દઇ ઇંદ્રિયનિગ્રહનો અમલ કરવો નહિ જોઇએ. જે વિકારો આપણને અનીતિના માર્ગે દોરે છે, અને તેથી કરી કેટલાક ફૂછંદોમાં પડવાથી આખરે આપણને તન, મન, ધનનું નુકશાન સહન કરવું પડે છે. આપણી જુવાની જેને કેટલાક " ગધા પચિશી કેહે છે " તેજ આપણા વિકારોને ઉભરાવે છે. જે આવા ઉભરાઓને વશ ન થતાં બેસાડી દેછે તેજ વખાણવા લાયક છે. ચાલુ જમાનો એવો છે કે અનેક ફેશનો, રીવાજો, ગમ્મતો, આપણને લલચાવે છે. કેટલીક વખતે આપણે તેમને વશ થઇ જઇએ છીએ. આપણું મન આપણે કબજે રાખી શકતા નથી. આપણી આજુબાજુનું મંડળ તથા આપણી આજુબાજુના પ્રસંગો આપણા વિકારોને કેટલીક વખત મદદકર્ત્તા થાય છે. અમુક કંપનીનું અમુક નાટક જોયું કે, બેચારવાર જોવાની ઇચ્છા થાય છે ને પછી અફીણ જેવા વ્યસનની માફક તેનું વ્યસન થાય છે. પછી ગમે તે રીતે નાટક જોઇ આપણી આંખોને તૃપ્ત કરવીજ પડે છે. નાટકના ગાયનોની ચોપડી ખરીદ કરી ઘેર પણ આપણે તેજ ધંધો કરીએ છીએ. " જેસેકુ મીલા તેસા Like draws to like " એવા પ્રસંગમાં તો આપણે આપણું કામ પણ ચુકીએ છીએ. આવી વખતે નાટક જોવાની આપણી થતી ઇચ્છાને દબાવવી જો-

ઇએ. હું એમ કેહેવા નથી માગતો કે નાટક જોવુંજ નહિ, પરંતુ નીતી જ્ઞાન આપનાર નાટક કોઇ કોઇ જોઇ મનને વશ રાખવું જોઇએ.

ઇંદ્રિય વશ ન રાખવાથી દારૂ વીગેરે અપવિત્ર પદાર્થોના પણ કેટલાક જીવજાન મિત્રો થઇ પડે છે ને તેનીજ સાથે વ્યભિચારાદિ કુકર્મો પણ કરાય છે આ સર્વ દુર્ગુણો ઉત્પન્ન થવાનું કારણ આપણે આપણી ઇંદ્રિયો વશ કરી શકતા નથી. ઇંદ્રિય વશ કરવાથી આપણે સર્વ સાધી શકીશું; આપણે જેને પુજ્ય માનીએ છીએ એવા સાધુસંતોમાં ને આપણામાં ઘણો તફાવત છે પણ તે તફાવતમાં સાધુસંતોમાં ઇંદ્રિયવશતાનો ગુણ મુખ્ય રહેલો છે તેજ મોટો તફાવત છે અર્થાત પરલોક સાધન માટે પણ આપણા વિકારોને વશ રાખવાની અતિ અગત્ય છે. કુછંદો, કુવ્યસનો ને દુર્ગુણોને અટકાવવા અથવા તેમનો નાશ કરવાજ ફકત ઇંદ્રિયનિગ્રહની જરૂર છે એમ નથી પણ તેની સાથે આપણા સંસાર વ્યહવારના કેટલાક કાર્યોમાં તેની ખાસ જરૂર છે. આપણે ઘેર નાના મોટામાંથી કોઇ કોઇ વખત કોઈ નાના મોટા અપરાધ કરે છે અને કોઈ વખત આપણા રોજગાર ધંધામાં આપણને કોઈ ઠપકો આપે છે. આવે વખતે સાહજીક રીતે આપણને ક્રોધ ચઢે છે ને ક્રોધના જોરમાં આગલો પાછલો વિચાર ન કરતાં આપણે હાથે સાહસકર્મ થવાનો સંભવ રહે છે. માટેજ આપણા ક્રોધને સમાવવા મનને વશ કરવાની શક્તિની ખાસ જરૂર છે. નાના બાળકો, અથવા સ્ત્રીના અપરાધથી કેટલીક વખત મસ્તક એટલું તો ફરી જાય છે કે, નવા જુની કરવાના વિકારો મનમાં પેદા થાય છે. આ સર્વ વિકારોને ઇંદ્રિયનિગ્રહ અટકાવી શકે છે.

ટુંકામાં શક્તિ ઉપરાંત ખર્ચ ન કરતાં જીભને વશ રાખવી, અયોગ્ય માર્ગે જતાં હાથ, પગ, નાક, કાનને કાબુમાં રાખવા, અને અનેક પ્રકારના નાચ, ગાયન, તમાશા, ગમ્મતો, અને વ્યસનો તરફ જતાં મનને તાબામાં રાખવા ઇંદ્રિયનિગ્રહની ખાસ જરૂર છે.



## અહંકાર.

---

Such as boast must fail much

" અહંકાર જે રાવણે ખુબ રાખ્યો,
ચઢી ચોટમાં મોતનો સ્વાદ ચાખ્યો."

રાવણ જેવા બળવાન રાજાનો અભિમાન રહ્યો નથી ત્યારે આપણો તો હિસાબ શો? હાથમાં જરા સત્તા આવી કે અભિમાનથી આપણી આંખો ઉંચી ચડે છે, લક્ષ્મી પ્રસન્ન થઇ કે અભિમાનના મોજામાં આપણે તણાઇએ છીએ, પુત્ર ભણીને વિદ્વાન થયો કે અહંકારની વ્યથા થાય છે, ચાર અક્ષર લખતા વાંચતા આવડયા કે અભિમાનની નીશામાં આપણે ઝોલા ખાઇએ છીએ. વીગેરે વીગેરે અભિમાનના ઘણા પ્રકાર છે. " શેરને માથે સવાશેર છે " આપણે જે સ્થિતિનું અભિમાન કરીએ છીએ, તે સ્થિતિ કરતાં સારી સ્થિતિવાળા હરીનાલાલ હોય છે એમ નિરાભિમાને જોવાથી જણાય છે. " દ્રવ્ય, સત્તા વીગેરેનો અભિમાન થાય ત્યારે માણુસે જાણવું જોઇએ કે, દ્રવ્યને સત્તા સદાકાળ આપણી પાસે રહેશે નહિ. " ચઢતી પડતી ચાલી જાય છે " એક વખત એવો

આવશે કે આપણો અહંકાર નરમ પડી જઈ કરેલા અભિમાનનો પસ્તાવો થશે. કુદરતી ન્યાય એવો છે કે, કોઇનો અભિમાન ટકતો નથી. મતલબ કુદરતજ આપણું અભિમાન છોડાવી આપણને ફજેત કરે છે.

દરેક બાબતમાં સારૂં ને ખોટું સમાયલું છે તેજ પ્રમાણે અભિમાનના પણ બે પ્રકાર છે. યોગ્ય અભિમાનને અયોગ્ય અભિમાન. દેશાભિમાન, ગરીબોને મદદ કરવાનો અભિમાન, જ્ઞાત, જાત સુધારવાનો અભિમાન વીગેરે જે અભિમાનની જરૂર છે તે તરફ તો આપણે લક્ષ આપતા નથી. અને અયોગ્ય, નુકશાનકર્તા અભિમાન રાખીએ છીએ. અયોગ્ય અભિમાન કયાં સુધી ટકશે?

"અરે માનવનો અભિમાન પલકમાં ટળી જશેરે,
જેમ પીપર પરથી પાન પલકમાં ખરી જશેરે. અરે.
કાયા કલેવર કારમું, છે ગંદકીનો ગાડવો,
સમજુ જને સમજી જઈ, અભિમાનને વણસાડવો,
અભિમાન પ્રણીધરને નહિ, દુખ પાઇને પેંખાડવો,
રાવણ સરખે અભિમાનથી, લીધો નથી કંઈ લાડવો. અરે.
( ડા૦ ઘો૦ ઝ૦ )

આપણે પૂર્ણ રીતે વિચાર કરીશું તો માલમ પડશે કે, દરેક મનુષ્યમાં થોડો ઘણો પણ ગર્વ હોય છે, અને તેથી કરી ગર્વના પ્રમાણમાં પોતાની યોગ્યતા કરતાં વધારે કરવા, દેખાવવા પ્રયત્ન કરે છે પણ આખરે તેનોજ અહંકાર તેને નિરાશ કરે છે. આપણા પુજ્ય શાસ્ત્રિય વીગેરે ગ્રંથોમાં એવા દાખલાઓ છે કે જેને અહંકાર થાય છે તેનો અહંકાર ઉતારવા ખુદ ઈશ્વરી શક્તિ પ્રયત્ન કરે છે. રાવણનો અહંકાર ટકયો નહિ, કૌરવનો ગર્વ રહ્યો નહિ, અર્જુનના

ઇશ્વરનો ભક્ત હતો તોપણ તેને એક વખત ગર્વ થવાથી શ્રી કૃષ્ણે તેનો અહંકાર ઊતારી ઠેકાણે આણ્યો. જ્યારે મહાન્ શક્તિ ધરાવનાર જેને અહંકાર કદાચિત કરવા જેવું હોય, તેમનો અહંકાર ઉતરી ગયો છે તો પછી આપણો અહંકાર ક્યાં સુધી ટકશે ? અહંકારથી આપણને પોતાનેજ નુકશાન છે, એટલુંજ નહિ પણ તેના છાંટા આપણા સગાવહાલાને, મિત્રને પણ ઉડે છે.

અહંકાર એ એક મોટો દુર્ગુણ છે. તેથી કરી બીજા અનેક દુર્ગુણ ઉત્પન્ન થાય છે. અહંકારી માણુસ સર્વદા તોરમાં હોવાથી આજુબાજુના મંડળને ત્રાસ દાયક થઇ પડે છે. અહંકાર મિત્રને શત્રુ બનાવે છે. અહંકારી માણુસ સર્વદા બીજાના દોષ જુએ છે. તેના મત્ત પ્રમાણે ન થાય તો તેનું અપમાન થયું એમ તેને વારંવાર લાગે છે- અહંકારી માણુસ સદા સર્વદા ક્રોધી અને બેચેન રહે છે. આવી રીતે અહંકાર સર્વ પ્રકારે મનુષ્ય જાતને નુકશાનકર્તા છે.

આવો દુષ્ટ દુર્ગુણનો નાશ કરવો એ વાત આપણા પોતાના હાથમાં છે. જો માણુસ અહંકારનો ત્યાગ કરે તો તેને બે મુખ્ય ફાયદા થાય છે. એક તો અંહકારના અંગભુત બીજા દુર્ગુણનો નાશ થાય છે. અને અહંકારની ગેરહાજરીમાં આપણે આપણી કિંમત પૂર્ણ પણે સમજીએ છીએ, આપણી યોગ્યતા કેટલી છે તે આપણે જાણી શકીએ છીએ. આંખમાંથી અહંકાર રૂપી મોતીયો નાશ પામે એટલે દરેક બાબત હમેશ આપણી યોગ્યતા જોઇનેજ કરવાની ઇચ્છા થાય છે. અહંકારે કરી આપણી અજ્ઞાનતા અને હલકાશ જગતમાં જણાય છે માટે કિંચીત માત્ર કદી પણ અહંકાર નજ કરવો.

---

# ઈર્ષા.

---

આ દુર્ગુણનું પ્રાબલ્ય એટલું તો આપણા જોવામાં આવે છે કે તેને માટે જેટલું લખવામાં આવે તેટલું થોડુંજ છે. મને જો પચાસ રૂપીયા પગાર થયો તો મારો મિત્ર તરતજ મારી અદેખાઈ કરે છે. વેપારમાં વધારે નફો થયો કે, તરતજ બીજા મારો નફો તોડી પાડવા પ્રયત્ન કરે છે. બીજાની તો વાત દુર રહી પણ સગા બે ભાઇઓ પણ અરસપરસ એક બીજાની સારી સ્થિતિની ઈર્ષા કરે છે. ઘણીજ અફસોસની વાત છે કે, એકજ માબાપથી જન્મ ધારણ કરેલા બે સગા ભાઇયોની જ્યારે આવી સ્થિતિ છે ત્યારે ઈતર જનની વાત શું કરવી? ઈર્ષા કરવાથી બીજાનું સુખ આપણે મેળવી શકતા નથી; તેમ બીજાની સારી સ્થિતિ આપણે પ્રાપ્ત કરી શકતા નથી, તો પછી આપણી ઇર્ષાનું પ્રયોજન શું? સો રૂપીયા આવકવાળાની જો હું રાત્ર દિવસ અદેખાઈ કરૂં તો મને વગર પ્રયાસે ફકત અદેખાઇથી સો રૂપીયા મળશે કે? કદી નહિ. ઘણીજ શોચનિય વાત છે કે સાસુ વહુમાં ઈર્ષા, ભાઇ બેનમાં ઈર્ષા, મિત્ર મિત્રમાં ઇર્ષા, આડોશીપડોશીમાં ઈર્ષા. ગ્નાત જાતમાં ઇર્ષા છેવટે તમામ દેશમાં ઇર્ષા, ઇર્ષા ને ઈર્ષા—કોણ જાણે આપણે અરસપરસ એક બીજાનું વેર વાળવા જન્મ ન લીધો હોય! આવી અદેખાઇના ફળ પણ આપણે સારી રીતે ભોગવીએ છીએ તે સર્વે કોઇના જાણમાં છે. ફલાણો સુખી કેમ થયો, મારે રહેવા ઝુંપડું ને તેને રહેવા બંગલો કેમ હોય? હું ખાદીનું વસ્ત્ર પેહેરૂં તો, તે બનાતનું વસ્ત્ર કેમ પેહેરે? વીગેરે બાબતોમાં આપણે એક બીજાની અદે-

ખાઇ કરીએ છીએ અને જ્યાં કરવાની ત્યાં સ્વસ્થ બેશી રહીએ છીએ. આજ આપણી, આપણા કુટુંબની ને આપણા દેશની સુધરેલા દેશો કરતાં સારી સ્થિતિ ન હોવાના બીજા ઘણા કારણો છે પણ ઇર્ષા-અદેખાઇ-એ પણ તે કારણોમાંનું એક કારણ છે. આપણે અહીં હિંદમાં ઇર્ષાની નીશામાં બીજાના પ્રયત્નોમાં ખલેલ કરવા અગર તેમની આબાદી અટકાવવા પગલાં ભરતા જોઇએ છીએ. હાલ કેળવણીના પ્રતાપે હવે આપણામાંના ઘણાઓ ઇર્ષાને ધિક્કારે છે તે આનંદની વાત છે તોપણ હજુ કેટલાક નહિ કેળવાયલા અથવા તો થોડા કેળવાયલા વર્ગમાં ઇર્ષાનું સ્થાન નષ્ટ થયું નથી. દરેક વર્ગ-માંથી ઇર્ષા નાશ પામશે તે વખતે અથવા તેવા ભાગ્યશાળી દિવસે આપણે આપણા કુટુંબની, સંસારની તથા દેશની આબાદી જલદી મેળવીશું. આપણા દેશના વેપારી વર્ગ તરફ જોઇશું તો કેટલેક ઠેકાણે એમ જોવામાં આવે છે કે, અમુક કંપની અથવા અમુક પેઢી, કે અમુક કારખાનાની આબાદી થાય તો તરત બીજાઓ તે આબાદીના સુત્રધાર તથા કારણો ખોળવા પ્રયત્ન કરે છે અને તે કારણો તથા સુત્રધારને ફોડવા આગળ પગલાં ભરે છે. તે માત્ર તેવા થવા ફાવવા કરતાં તેને તોડીજ પાડવા કરતા જણાય છે અને અનેક લાલચો આપી સુત્રધારના અંતઃકરણમાં વિષપ્રયોગ કરે છે. ઈંગ્લંડ, અમેરીકા, ફ્રાન્સ દેશોમાં ઇર્ષાનું પ્રાબલ્ય ન હોવાથી તે દેશની કંપનીયો, પેઢીયો, ઇત્યાદીને કોઇપણ પ્રકારનું ખલેલ પહોં-ચતું નથી. તેમનો માલ, તેમનો ભાવ, તેમનો રીવાજ તોડવા અ-થવા બીજી રીતે નુકશાન કરવા તેમના ધંધાના ભાઇબંધો પ્રયત્ન કરતા નથી પણ અરસપરસ માનવધર્મ પ્રમાણે ઉપયોગી થઇ પડે

છે તો પછી તેઓ દીનપ્રતીદીન ચઢતી સ્થીતિનો આનંદ ભોગવે તેમાં નવાઈ શી ?

આ ઉપરથી આપણે જાણી શકીશું કે, ઈર્ષા દેશને પણ નુકશાન કરે છે તો પછી આપણા સંસારરૂપી નાના દેશને ઈર્ષા નુકશાન ન કરે એમ કહી શકાય નહી. જે વાત જનમંડળના ઘણા ભાગને નુકશાન કરનાર છે, કરે છે તે દરેકને નુકશાન કરશેજ, એવો એક સાધારણ નિયમ છે એમ કહી શકાય.

---

## ક્રોધ.

જો આપણે આપણા ધર્મ શાસ્ત્રના ફરમાનને માન આપીએ તો, ધર્મ પણ આજ્ઞા કરે છે કે મનુષ્યે ક્રોધ કરવો નહિં. અક્રોધ એ ધર્મનું દસમું અંગ છે. જ્યારે મનુષ્યની ઇચ્છાથી પ્રતિકુળ કોઇ વાકય યા અન્ય કૃતી થાય છે ત્યારે હ્રદય અને મગજમાં મનોવૃત્તીના ક્ષોભને લીધે અન્ય પરિણામ થાય છે. તેથી લોહી ઉકળે છે, અંગ કંપે છે અને મુખની કાંતી વિપરીત થઇ જાય છે, આવા સંજોગોમાં ધૈર્ય અને વિવેક નષ્ટ થાય છે, ઇત્યાદી લક્ષણવાળી અવસ્થાને ક્રોધ કહે છે. દરેક માણસને અનુભવ છે કે ક્રોધ ઉત્પન્ન થવાના ઘણા કારણો છે તેનો વિસ્તાર ન કરતાં ટુંકામાં એટલુંજ લખવું બસ થશે કે, ક્રોધથી પોતાની હાની થાય છે અને તેના ગંભીર પરિણામો ક્રોધ કરનારને સહન કર્યા સિવાય અન્ય માર્ગ રહેતો નથી. સર્પાદિ દુષ્ટ પ્રાણીમાં ઉત્પન્ન થએલ વિષ, બીજાને હાની કરે છે પણ ક્રોધ રૂપી વિષતો પોતાનીજ હાની કરે છે,

શારીરીક શક્તિપર પણ ક્રોધ બુરી અસર કરે છે. લોહી બાળી નાંખે છે, વીર્યની હાની કરે છે, બુદ્ધિને ભ્રષ્ટ કરે છે, વિવેક અને જ્ઞાનનો નાશ કરે છે, શત્રુઓ ઉત્પન્ન કરે છે, ઇષ્ટ મિત્રથી જુદા કરાવે છે, અપમાનના નઠારા ફળ ચખાવે છે, પ્રતિષ્ટા ખોવડાવે છે, માનને હાંકી કાઢે છે અને ન કરવા જેવા નીચ કર્મો કરાવે છે. શારીરીક શક્તિ નાશ પામે એટલે માનસીક શક્તીનો પણ ક્ષય થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી.

એક એવો નિયમ જોવામાં આવે છે કે ક્રોધ કીધા પછી મનુષ્ય માત્ર પસ્તાય છે તેથી સિદ્ધ થાય છે કે મનુષ્યની પ્રકૃતીને ક્રોધ અનુકુળ નથી પણ પ્રતિકુળ છે. જે વસ્તુ કુદરતી રીતે અથવા તો કુદરતના ન્યાયે મનુષ્ય સ્વભાવને પ્રતિકુળ છે અને બીજા શબ્દોમાં લખીએ તો ખુદ કુદરતને પણ તે પ્રતિકુળ છે ત્યારે ઇશ્વરી નિયમનું ઉલ્લંઘન કરવાનું પ્રયોજન શું ? તેથી પરિણામે કંઇ ફાયદો છે ? જો કુદરતને ક્રોધ અનુકુળ હોય તો ક્રોધી મનુષ્ય દુનિયામાં સુખી થાત, તથા તન, મનને હાની ન થાત, પણ એનાથી તો આપણે વિપરીત અનુભવીએ છીએ. મનુષ્ય પોતાની હાની કોઇ દિવસ ઇચ્છતો નથી પણ ક્રોધથી પોતાને હાની થાય છે માટે મનુષ્યના આત્માથી તે વિપરીત છે એમ સિદ્ધ થાય છે.

કોઇ ક્રોધી માણસને જો આપણે પુછીએ કે ક્રોધથી ફાયદો શો છે ? જવાબમાં જો સત્ય રીતે કહે તો એમજ કહે છે કે ક્રોધથી ફાયદો નથી પણ કેવળ તે દુખ રૂપ છે અર્થાત ક્રોધી માણસ પણ ક્રોધને ધીક્કારે છે એટલુંજ નહિ પણ તમામ મનુષ્ય મંડળ ક્રોધને માન આપતા નથી. ક્રોધ તરફ સર્વ અપમાનની નજરેજ

જુએ છે. ક્રોધથી જીવન વ્યવહાર નષ્ટ થાય છે માટેજ અક્રોધને મનુષ્યનું કર્ત્તવ્ય ગણવામાં આવ્યું છે. અને તેથીજ અક્રોધને ધર્મનું અંગ કહે છે.

અહીં એક બાબતના ખુલાસા તરફ પ્રિય વાંચકોનું લક્ષ ખેંચવાની જરૂર છે. જુસ્સો અને શૌર્ય શબ્દોથી આજ કોઈ અજાણ્યું નથી. જુસ્સો અને શૌર્ય ક્રોધથી તદન ભિન્ન છે અને ક્રોધથી તે વખાણવા લાયક અવસ્થા છે. શૌર્યને જુસ્સામાં ધૈર્ય, વિવેક, ન્યાય, સભ્યતા, નાશ પામતી નથી અને ક્રોધમાં તેમનો નાશ છે આ મોટો તફાવત છે. અર્થાત જુસ્સો રાખવો અને ગુસ્સો નહિ રાખવો.

ક્રોધ એક એવી અજબ નીશાવાળો દુર્ગુણ છે કે તેની નિશામાં માણસ ચકચુર થયો એટલે છતી આંખોએ તે આંધળો બને છે! વિચાર શુન્ય બની જઈ પિશાચરા ચેષ્ટા કરે છે. પણ જ્યારે પસ્તાવા રૂપી ઔષધિથી તેની નીશાનો નાશ થાય છે ત્યારે તેને એકદમ નવું ભાન આવે છે પણ તે સર્વ રાંડયા પછીનું ડહાપણ સમજવાનું છે. સર્વથી ઉત્તમ માર્ગ એ છે કે પ્રથમથીજ ક્રોધ કરવો નહિ: ક્રોધ કર્યાથીજ જો યશ પ્રાપ્તિ થતી હોય, લક્ષ્મી મળતી હોય, લોકોમાં પ્રતિષ્ટા વધતી હોય, પરિણામે ઇચ્છિત કાર્ય થતું હોય તો ક્રોધ કરવો જોઇએ, પણ આપણે સાધારણ આપણા સંસારના કામોમાં અને બીજે અન્ય ઠેકાણે જોઇએ છીએ કે ક્રોધથી તો સદા હાનીજ થાય છે. જે વસ્તુથી ફાયદો નથી, જે કૃત્યથી લાભ નથી, અને જેથી સુખ નથી તો તેને આપણે માન શા માટે આપવું જોઇએ?

# ધૈર્ય-હિમ્મત.

---

कदर्थितस्यापि हि धैर्य वृत्तेर्न शक्यते धैर्य गुणः प्रमाष्टुंम् ।
अधो मुखस्यापि कृतस्य वन्हेर्नाधः शिखायाति कदाचिदेव ॥

જેમ અગ્નિનું મુખ નીચું કરીએ તોપણ તેની ઝાળ કોઇ દિવસ નીચે જતી નથી પરંતુ ઉપરજ જાય છે. તેવી રીતે ધીર પુરૂષ દુઃખી છતાં ધૈર્ય છોડતો નથી.

## " હિંમતે મરદા તો મદદે ખુદા."

" કુવામાં પડેલો કદી એક કોઇ,
જુવે મિત્ર તેનો કુટે માથું રોઇ;
રડયાથી કહો તે બચે શું બિચારો,
ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો. "

ક. દ ડા.

સંસાર વ્યહવારના કાર્યો કરતાં આપણે માથે ઘણાં સંકટો આવે છે અને તેમ થવું પણ સાહજીકજ છે. સંસારને સંકટનો એટલો નિકટ સંબંધ છે કે, એક બીજાને તે તરછોડતા નથી. આપણા સંસારમાં કેવા કેવા પ્રકારના સંકટો આવે છે તેનો થોડો ઘણો અનુભવ વાચકોને હશેજ. વાહલા સગા પૈકી કોઇનું મૃત્યુ એ સંકટ, વેપારમાં ખોટ અથવા અપયશ એ સંકટ, ધારેલી યોજના પાર ન પડવી એ સંકટ, રોજગાર ન મળવો એ સંકટ, ચોરી થવી એ સંકટ, આગ લાગવી એ સંકટ, લુટારાનો માર ખા-

વો એ સંકટ, વાહલી જણુસ ખોઇ આવવી એ સંકટ, વીગેરે વીગેરે અન્ય ઘણા સંકટો આપણે અનુભવીએ છીએ. સંકટ વખતે ધૈર્ય રાખવું જોઇએ અને સંકટ નિવારણાર્થ ઉપાયો યોજવા જોઇએ. પણ હાલતો ઘણે ઠેકાણે સંકટ વખતે "હાય હાય હવે કેમ કરૂં! શું કરૂં! કંઈ સુઝતું નથી" ઈત્યાદિ ઉદગારો સાંભળવામાં આવે છે. અને સંકટમાંથી મુકત થવા યોગ્ય ઉપાયો તરફ લક્ષ આપવામાં આવતું નથી. મૃત્યુ જેવાં બીજા સંકટો જેને માટે આપણો ઉપાય ચાલતો નથી તેવી વખતે તો ઇશ્વરની ઇચ્છાને માન આપી બેશી રહેવું જોઇએ. જે સંકટો આગળ આપણા ઉપાય નિરર્થક છે તેવા સંકટો પાછળ શોક કરવો એ વળી તેથી વધારે નિરર્થક છે. ત્યાંતો ફકત કુદરતના કાયદાને માન આપી શોક છોડી દેવો જોઇએ. કારણ અતિ શોક કરવાથી શોક કરનાર અનેક પ્રકારની વ્યાધિને આધિન થાય છે.

હવે અહીં આપણે જાણવું જોઇએ કે, સંકટ નિવારણાર્થે જે જે ઉપાયો યોજવામાં આવે તે યોગ્યને સારા માર્ગનાજ જોઇએ. ઘરમાં ચોર ચોરી કરી માલ મિલકત લેઈ ગયો, તેથી નિર્ધન થવું પડયું. આ નિર્ધનતાને કાઢવા અગર અસલ સ્થિતિમાં આવવા ધૈર્ય ધારી, સંકટો સાથે બાથ ભીડી, બીજાને ત્યાં ચોરી કરવી અગર અન્ય નિંદ્ય માર્ગથી ગએલા ધનનો બદલો મેળવવો એવું ધૈર્ય અને એવા ઉપાયો યોગ્ય કહેવાશે નહિ." Light come light go" "આવે તે રસ્તે જાય" એ ન્યાયેજ પછી આપણા ધનની પણ તેજ વ્યવસ્થા થવાની. સંકટ વખતેજ ધૈર્યની પરિક્ષા થાય છે, સંકટ વખતે આપણા સદ્ગુણોની પરિક્ષા થાય છે, અને સંકટ વખતે

આપણા મનના નિગ્રહની પરિક્ષા થાય છે. સંકટ વખતે આપણી નિતિ કસોટીએ ચઢે છે. "Some are refined, like gold, in the furnace of affliction"—આપત્તિ એ કસોટી છે."

वसन्त तिलकावृत्त.

निंदन्तु नीति निपुणा यदि वास्तुवन्तु
लक्ष्मीः समा विशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरण मस्तु युगान्तरेवा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

( ભર્તૃહરી નીતિ શતક )

"નીતિમાં કુશળ પુરૂષો નિંદા કરો, સ્તુતિ કરો, લક્ષ્મી યથેચ્છ આવો યા જાવ, આજ મરણ થાઓ યા યુગાન્તરે મરણ થાઓ, પરંતુ ધીર પુરૂષો ન્યાય માર્ગથી એક પગલું પણ ચલાયમાન થતા નથી.

તાત્પર્ય—સંકટ વખતે ધૈર્ય રાખી નીતિનો માર્ગ છોડવો નહિ એજ સજ્જનનું લક્ષણ છે. આપણા જુના પુજ્ય પવિત્ર ગ્રંથો અને આપણા દેશનો ઇતિહાસ વાંચવાથી આપણે જાણીશું કે સંકટે કોઇને છોડયા નથી. રામ, સિતા, નળ, દમયંતિ વીગેરેના સંકટ આગળ આપણા સંકટનો શો હિસાબ છે? નીતિ માર્ગ ન છોડવાથી તેઓ આખરે સંકટમાંથી મુકત થઇ યશસ્વી થયા એમ આપણે સારી પેઠે જાણીએ છીએ.

અહીં એક વાત આપણે ચોકસ ધ્યાનમાં રાખવી જોઇએ કે,

જો આપણે હમેશ બીજાને મદદ કરતા હોઇએ તોજ આપણા સં-કટ વખતે બીજાની મદદની આશા રાખવી જોઇએ, નહિતો અન્યની મદદની આશા રાખવી વ્યર્થ છે. બીજા આજુબાજુના મદદ કરે તોપણ આપણામાં ધૈર્ય નહિ હશે તો તેઓની મદદ આપણું કાર્ય કરશે નહિ.

અર્થાત ધૈર્ય એજ આપણો સાચો મિત્ર અને સલાહકાર છે. ધૈ-ર્ય એજ વિપત્તીમાં આપણો મજબુત ટેકો છે, ધૈર્ય એજ આપણા સંકટનો કટ્ટો દુશ્મન છે, ધૈર્ય એજ સંકટ શત્રુ સાથે લઢી તેને હાંકી કાઢવા અણીદાર તેજસ્વી તલવાર છે, ધૈર્ય એજ સંકટ ની-વારણાર્થે ઉપાયોનો યોજક છે, અને ધૈર્ય એજ ખરો બંધુ છે.

" એક વખતે સંસારના અનેક સંકટોમાં આવી પડેલા એક માણસને તેના મિત્રે પુછ્યું કે "મિત્ર! સંસારમાં તારાપર વારંવાર અનેક સંકટો આવે છે તેમાંથી તું મુક્ત શી રીતે થાય છે? ઘ-ણી વખત આવતા સંકટોથી તું ત્રાસી કેમ નથી જતો?" જવા-બમાં તે બોલ્યો કે 'ધૈર્ય એજ મને વારંવાર સંકટોમાંથી મુક્ત કરે છે અને સંકટ નિવારણાર્થે મને યોગ્ય ઊપાયો બતાવે છે; જો મેં ધૈર્ય છોડ્યું હોત તો આજ જે સ્થિતિમાં તમે મને જુઓ છો તેના કરતાં ઘણીજ ખરાબ સ્થિતિમાં દેખત અગર પ્રાણ ત્યાગ ક-રવા તૈયાર થએલો પણ દેખત માટે મિત્ર, ધૈર્યની બલિહારી તો ન્યારીજ છે.

---

# દયા.

---

## દુહો.

દયા ધર્મ કો મૂળ હે, પાપ મૂળ અભિમાન;
તુલસી દયા ન છાંડિએ, જબ તક ઘટમેં પ્રાન.

આપણે સંસારમાં પડયા છીએ એટલે અન્ય પ્રકારની પણ ઉપાધિ આપણુને નડવાનો સંભવ છે. બપોરે અગર રાત્રે ખાવા બેસતી વખતે જો " માબાપ કંઈ આપોને ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે " વીગેરે કરૂણાથી ભરપુર ઉદ્ગારો કાઢતો ભિખારી ઘરના બારણા આગળ આવ્યો કે, " જા જા ચોર, લુચ્ચા, ઢોંગી, નીકળ અહીંથી, તારા બાપનું ખાધું છે ? " વીગેરે વાકયોની ભિક્ષા આપવી શું યોગ્ય છે ? શું આ ગ્રહસ્થાશ્રમનું ભુષણ છે ? " હમણાં ઉભો રહે, દૂર ખસ કે ઘડીવાર રહીને આવજે, અથવા તો મારી તને ભીક્ષા આપવા મરજી નથી. " એમ કહેવાથી આપણુને કંઇ નુકશાન થાય એમ નથી. દયાના અભાવથી આવા ઉદ્ગારો કાઢવામાં આવે છે. આનું નામ જ નિર્દયતા જેમાં પાપનું મુળ સમાયેલું છે

ઘરમાં સ્ત્રી પુત્ર ઈત્યાદિ સાથે નિર્દયપણે વર્ત્તવાથી તેઓ પણ આપણી સાથે અભાવે વર્તે છે. નોકર, ચાકર, સ્ત્રી, પુત્ર, ભાઇ, બેન, મિત્ર અને સગાવહાલા સર્વ સાથે દયાથી વર્તવાથી તેઓ પણ આપણી સાથે દયાથી વર્ત્તશે. નહિ તો આપણી માંદગી જેવી સ્થિતિમાં આપણુને કોઇ લોટો ભરી પાણી પણ આપશે નહિ. માટે સર્વ સાથે દયાથી વર્ત્તવું જોઇએ. પુન્ય માર્ગ સાધી લેવા તો દયા એક અતિ ઉત્તમ સાધન છે. અહીં લક્ષમાં રાખવું જોઇએ કે, આ-

યોગ્ય દયા કરી " દયા ડાકણને ખાય " એમ થવું ન જોઇએ. દાખલા તરીકે દારૂ પીવા દયા કરી ભીખારીને પૈસા આપવા નહિ. તેવીજ રીતે અયોગ્ય માર્ગે કુકર્મ કરવા છોકરાને દયા કરી તેને મદદ આપવી નહીં. અયોગ્ય દયા આખરે પસ્તાવવાનું કારણ થાય છે.

દયાનું મહત્વ ઘણું જ છે. માણસ જાતપર દયા તો કરવી જ પણ માણસ સિવાય પશુ, પક્ષી ઈત્યાદી પ્રાણીઓપર પણ દયા કરવાને આપણું શાસ્ત્ર ફરમાન કરે છે તો પછી આપણા કુટુમ્બીઓની વાત શી કહેવાની? દયાળુ અંતઃકરણ રેશમ કરતાં સુંવાળુ છે ને નિર્દય અંતઃકરણ પથ્થર કરતાં કઠીણ છે એ સિદ્ધાન્ત સિદ્ધ કરવાની જરૂર નથી.

માણસ જાતની આરસપરસ ફરજ શી છે તેનો જો આપણે વિચાર કરીએ તો, આપણે હરકોઈ તરફ દયા ભાવથી વર્તવું જોઇએ. ઈશ્વરે જન્મ આપવાની સાથેજ દયા રૂપી બીનું હરેક માણસને દાન કરેલું છે, હવે આજુબાજુના પ્રસંગો, અને સહવાસના યોગે કોઇના રદયમાં તે બીને પુરતું પાણી મળવાથી બીમાંથી મોટું વૃક્ષ થાય છે, કોઇના રદયમાં નાનો છોડજ રહે છે, ત્યારે કોઈના રદયમાં બી બળી જઈ સમુળ નાશ પામે છે. ચાર ચાર વરસના બે અજ્ઞાન ભાઈ બેનને આપણે રમતા જોઇએ તો તેમની કેટલીક કૃતી આપણને તેમના અંતઃકરણમાં અરસપરસ દયા છે એમ બતાવી આપે છે. આ દાખલાથી કુદરત પ્રથમથીજ દયાનું દાન કરે છે એ સિદ્ધ થાય છે. ગમે તેવો નાસ્તીક માણસ હશે તો પણ એટલું તો તે કબુલ

ફરશો કે મનુષ્ય અને સર્વ જગતને બનાવનાર કોઈ એક છે. વાણી-યાનો જુદો, બ્રાહ્મણનો જુદો, શુદ્રનો જુદો એમ દરેકનો જુદો જુદો બનાવનાર નથી. જ્યારે સર્વનો પેદા કરનાર એકજ છે અને સર્વ એકજ પંથે આવ્યા છીએ, આખરે સર્વને એકજ પંથે જવાનું છે. ત્યારે આપણે સર્વ ઘણી બાબતોમાં મળતા છીએ અને એકજ પિતાના પુત્ર પ્રમાણે આપણે ભાઇઓ છીએ એમ કહી શકાય. આમ છે ત્યારે ભાઇયોમાં ભ્રાતૃભાવ હોવો જોઇએ એ નિયમ બાહારની વાત નથી. આ ઉપર લખેલો દાખલો લક્ષમાં લેઈ આપણે સર્વ સાથે દયા ભાવથી કેમ ન વર્તવું જોઇએ ? દયા રૂપી વૃક્ષના ફળ સર્વદા મીઠાંજ હોય છે.

આ વિષયને મથાળે લખ્યું છે કે " દયા ધર્મકા મૂલહે " એ સિદ્ધાન્ત તદન સત્ય છે. કારણ ધર્મ વૃતી દયાપર આધાર રાખે છે. રસ્તે જતા કોઇ કરૂણાજનક સ્થીતિ જોઇ જો આપણા અંતઃકરણમાં દયા ઉત્પન્ન થશે તો, તેને કોઈ પણ પ્રકારની શક્ય મદદ કરવા આપણું અંતઃકરણ આપણને પ્રેરણા કરશે. મદદ કરવાની ઇચ્છા અથવા તો પ્રેરણા એજ ધર્મવૃતી અને ધર્મનું મુળ કહેવાય. બીજાને મદદ કરવાથી અરસપરસ પ્રીતિ થશે અને પ્રીતીના પરિણામે ગાઢો સંબંધ થાય છે. આવી રીતે વારંવાર દયા ભાવથી બીજાને શક્ય મદદ કરવાથી યશ પ્રાપ્તિ થાય છે. જે યશસ્વી છે તેની લોકોમાં ચાહના થાય છે; અર્થાત દયાથી પ્રીતી, યશ, માન, ચાહના વીગેરે જે બાબતોની સંસારવાસીઓને ખાસ જરૂર છે તે પ્રાપ્ત કરી શકાય છે.

હવે નિકટના સંબંધીયો અને કુટુંબના માણસની બાબતમાં વિચાર કરીએ તો ત્યાં પણ તેજ ન્યાય જણાય છે. ઘરમાં સ્ત્રી, પુત્ર, નોકર વીગેરે સાથે દયાથી વર્તવાથી શા લાભ થાય છે અને નિર્દયતાએ વર્તવાથી શા શા નુંકશાન થાય છે તેનો અનુભવ લેવા હું વાંચકોને વિનંતી કરૂં છું, નોકરની દુઃખી સ્થીતિમાં જો તમને દયા આવશે તો તેની તમારા પ્રત્યે વધારે પુજ્ય બુદ્ધિ થશે. ભાઇ બેન તરફ જો તમે દયા કરશો તો તમારા દુઃખ અગર તમારી અડચણ વખતે તેમના અંતઃકરણમાં દયાનો ફણગો ફુટયા સિવાય રહેશે નહિ. સારાંશ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ એ બન્ને રીતે દયા આપણને ફાયદાકર્તા છે.

આપણે ઘણી વખતે લોકોને બોલતા સાંભળીએ છીએ કે, " અમુક માણસનું અંતઃકરણ તો પથ્થર જેવું છે. " આ વાક્યનો અર્થ શો ? અર્થ એજ છે કે તે નિર્દય છે. મતલબ નિર્દય માણસનું અંતઃકરણ પથ્થર જેવું ગણવામાં આવે છે. કદાચ આપણે નિર્દય અંતઃકરણને પથ્થરથી પણ કઠણ કહીએ તોપણ ચાલે; કારણ કાળે કરી પથ્થર ઘસાઈ જાય છે પણ નિર્દય માણસનું અંતઃકરણ કદી ઘસાતું નથી. દયા જેટલા સારા ગુણો પ્રાપ્ત કરી આપે છે તેટલાનો નિર્દયતા નાશ કરે છે, અને વધારેમાં કલહ ને કુસંપ વધારે છે. કારણ નિર્દય માણસની વાણી પણ નિર્દય હોય છે. બીજાની લાગણી દુખાય એવી વાણી બોલવાથી કલહ, કુસંપને સ્થાન મળે છે, ધર્મનો નાશ થાય છે, ધર્મવૃત્તીનો સદા અભાવ રહે છે. ચરક સંહિતામાં લખ્યું છે કે,

**रूप जरा सर्व सुखानि, तृष्णा खलेषु पुरुषाभिमानम**
**याञ्चागुरूतत्वगुणमात्मपूजा, चिंताबलंहनथे**
**दया धर्मम्**

જરા રૂપને; અતિ તૃષ્ણા સર્વ સુખને; ખળની સેવા સુઅભિમાનને; યાચના મોટાઇને; આત્મશકિત ગુણને; ચિંતા બળને અને નિર્દયતા ધર્મને હણે છે.

મતલબ નિર્દયતાથી આપણે આપણા ધાર્મીક કર્ત્તવ્ય કર્મ કરી શકતા નથી. પ્રિય વાંચકો ! તમે મોક્ષને માનતા હો તો ગ્રહસ્થાશ્રમ એટલે સંસારી પુરૂષોને ગ્રાહ્ય કરવા દયા એ પ્રથમ પગથીયું છે. દયાથી અંતઃકરણ સર્વદા શુદ્ધ રેહે છે. **आत्मवत सर्व भुतेषु** એ અમુલ્ય વાકય હૃદયમાં હમેશાં વાસ કરે છે અને તેથી કરી આપણી ધાર્મિક વૃત્તિઓ દિન પ્રતિદિન વધતી જાય છે. આ અને બીજા અન્ય કારણોથી જણાય છે કે, દયા માણસને હિતકર્ત્તા છે. માટેજ વિદ્વાનો તેને ધર્મનું મૂળ કહે છે અને દયા ને સુખનું પણ મુળ કહીએ તો તે પણ યથાર્થ છે.

---

## ક્ષમા.

---

"Forgive, and you will be forgiven by all"

**"ક્ષમા કરો અને બીજા તમને ક્ષમા કરશે."**

ગ્રહ સંસાર ચલાવવો એ એક નાનકડું રાજ્ય ચલાવવા બરાબર છે. ઉત્તમ રાજ્યકર્ત્તાને સદ્દગુણની જેટલી જરૂર છે તેટલીજ

સંસારના મુખ્ય પુરૂષને છે. ક્ષમા જેમ રાજાનું ભુષણ છે. રાજ્યકર્તાઓ જેમ અપરાધીના અપરાધ જોઈ તેમને યોગ્ય શિક્ષા કરે છે ને ક્ષમા પણ કરે છે તેમ સંસારરૂપી રાજ્યમાં સ્ત્રી પુત્રો, ભાઇ બેન વીગેરેના અપરાધો માટે યોગ્ય શિક્ષા સાથે ક્ષમાની જરૂરછે. દાખલા તરીકે છોકરો ચોરી કરી આવે તો તેને યોગ્ય શાશન મળવુંજ જોઇએ પણ કાયદામાં જેમ શુદ્ધ બુદ્ધિ સાબીત થવાથી અપરાધી છુટી જાય છે તેવીજ રીતે અજ્ઞાનપણામાં કરેલી ચોરી માટે, ચોરીથી થતા નુકશાનો બતાવી, છોકરાને એક વખત ક્ષમા કરવી જોઇએ. હરેક બાબતમાં વિચાર કર્યા વગર તામસી મિજાજથી વર્ત્તવાથી પોતાને તથા બીજાને નુકશાન થાય છે. કુટુંબના માણુસ સિવાય નોકર ચાકર તરફ પણ ક્ષમાની નજરે જોવું જોઇએ. અન્યસંબંધીઓ સાથે પણ ક્ષમાની દ્રષ્ટી એ જોવાથી ફાયદો થાયછે. માણુસ જાતથી સાધારણ અપરાધ થયા વગર રહેતો નથી, એમ સમજી ક્ષમા કરવાનો અભ્યાસ રાખવો જોઇએ. જો કોઈ આપણા ભાઇને કડવું વચન કહે, છતાં તેનું નુકશાન કરી બદલો ન આપતાં ક્ષમા કરવાથી સામો માણુસ ઓશીયાળો થાય છે ને ફરીથી તેવું કરતો નથી. અયોગ્ય વર્ત્તનથી ઉલટું બન્નેમાં વૈર વધ્યા કરે છે.

> क्षमाबलमशकतानां, शकतानां भुषणं क्षमा ।
> क्षमावशीकृतीर्लोके, क्षमया किं न सिध्यति ॥

(સુભાશિત)

"ક્ષમા, અશક્તની શક્તી છે, શક્ત માણુસનું ભુષણ છે. લોકોને

વશ કરનાર પણ ક્ષમાજ છે તો આવી ક્ષમા કરી શું સિદ્ધ થતું નથી વારૂં ?"

**विपदि धैर्यमथाभ्युदये क्षमा सदसि वाकपटुतायुधि विक्रमः यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ प्रकृती सिद्ध मिदंहिमहात्मनां**

સારો માણસ વિપત્તિમાં ધૈર્ય રાખે છે, ચઢતી દશામાં ક્ષમા રાખે છે, સભામાં કોમળ વચન બોલે છે, સંગ્રામમાં સિંહ સરખો બને છે, કીર્તીની ઇચ્છા રાખે છે અને વિદ્યાનું વ્યસન રાખે છે.

આપણી નબળી કહો કે ઉતરતી દશા કહો તે વખતે તો આપણે મને કમને ક્ષમા રાખીએ છીએ પરંતુ જ્યારે આપણી સ્થિતી બદલાય છે, જ્યારે લક્ષ્મીદેવી આપણને પ્રસન્ન થાય છે, જ્યારે આપણે દ્રવ્યની નીશામાં ઝોલા ખાઇએ છીએ ત્યારે ક્ષમાની પુરિક્ષા થાય છે. અહીં એક સવાલ ઉત્પન્ન થશે કે, કદાચ કોઇ પુછશે કે અમો ક્યાં કોઇ અમલદાર છીએ, અથવા અમારા હાથમાં કોઇને શિક્ષા કરવાની સત્તા નથી તો પછી અમને ક્ષમાની શી જરૂર છે ? ક્ષમા હોય તો ઠીક ને ન હોય તો પણ ઠીક. ન્યાયાસન સનમુખ ગુન્હેગાર ઉભો રાખી ગુન્હાની ચોકસી કરનાર અમલદાર અથવા તો બીજા અમલદારના હાથમાં સત્તા છે તેમને ક્ષમા વીગેરેની જરૂર છે. અને આપણને નથી એમ કહી શકાય નહિ. પોતાના મનનો સર્વ કોઇ મુખ્ત્યાર છે, અમલદાર છે ને રાજા પણ છે, આપણા મનોરાજ્યમાં આપણા ભાઇ બેન, અને અન્ય સંબંધી તથા મિત્રો વિગેરે કોઇ વખત આપણી મરજી વિરૂદ્ધ કૃત્યો કરે છે અથવા ભાષણ કરે છે જે આપણને ગમતું નથી તેજ તેમનો અપરાધ. આવે

પ્રસંગે આપણે ક્ષમા નજરે જોઇ અપરાધનો બદલો ન વાળતાં, અગર વાળવાનો નિશ્ચય નહિ કરતાં, તેમના અપરાધ માટે તેમની સાથે મીઠાશને વિવેક બુદ્ધીથી બોલી સમજુત આપવામાં આવે તો પરિણામ સારૂં થશે. પણ જો તેમના અપરાધને માટે આપણે એક દમ લાલ ચોળ થઇ તપી જઇએ તો ઉલટા બીજા અપરાધ થવાનો ભય રહે છે હરેક વખતે વારંવાર ક્ષમા કરવી એ પણ યોગ્ય નથી. સમય સ્થિતી વિચારી ચાલતા સુધી હરેક પ્રકારે ક્ષમાદ્વારા સારી સમજણ આપી અપરાધ અટકાવવા એ અતિ ઉત્તમ માર્ગ છે. આ પ્રમાણે થવાથી કુટુંબના સર્વ સાથે પ્રીતી ઉત્પન્ન થશે. અને નાના મોટા માણસો સર્વદા આપણી લાગણી દુખાય, આપણને ખોટું લાગે એવાં કૃત્યો કરશે નહિ. વિગેરે ફાયદા ક્ષમાથી થાય છે.

## પરોપકાર.

### शार्दूल विक्रीडित वृत्त

एके सत्पुरूषाःपरार्थ घटकाःस्वार्थं परित्यज्यये
सामान्यास्तु परार्थ मुद्यम भृतःस्वार्थो विरो धेनये।
तेऽमी मानुष राक्षसाः परिहित स्वार्थाय निन्धन्तिये
येनिन्धन्ति निरर्थकं परहितं ते केन जानी महे ॥

" જે સ્વાર્થ છોડીને પરોપકાર કરે છે તે સત્પુરૂષો કહેવાય છે; જે સ્વાર્થને ધક્કો ન લાગે તેવી રીતે પરોપકાર કરે છે તે મ-

ઘ્યમ પુરૂષ કહેવાય છે; જે સ્વાર્થ માટે બીજાના કલ્યાણુનો નાશ કરે છે તે મનુષ્યમાં રાક્ષસ સમાન કહેવાય છે–અર્થાત અધમ છે. અને જે વૃથા બીજાના કલ્યાણુનો નાશ કરે છે તે કોણુ છે ? એ અમે જાણુતા નથી અર્થાત તેઓ અતિ નિંદ્ય છે. ”

ઉપર લખ્યા પ્રમાણે પરોપકારના આપણે ત્રણુ ભાગ પાડીશું. પેહેલો ભાગ એટલે સ્વાર્થ છોડી દઈ પરોપકાર કરવો એ તો અતિ ઉત્તમ છે પણુ જેઓ સંસાર રૂપી ગાડીને જોડાયલા છે તેમની સાથે સ્વાર્થને ધક્કો ન લાગે તેવી રીતનો પરોપકાર કરે તો પણુ બસ છે. દાખલા તરીકે કોઇ માણુસ ફકત આપણા શબ્દોના ખર્ચથીજ રોજગારને વળગતો હોય એટલે આપણી સીફારસથી તેનું કાર્ય થતું હોય તો તેમ કરવા અટકવું નહિ. કારણુ સીફારસ કરવાથી આપણા સ્વાર્થને ધક્કો લાગતો નથી.

આપણા શાસ્ત્રના ફરમાનને જો આપણે માન આપીએ તો, તેમાં પણુ બીજાપર ઉપકાર કરવો એમ સ્પષ્ટ ફરમાવેલું છે. એ તો શું પણુ અપકારપર ઉપકાર કરવો એમ પણુ આપણો ધર્મ આપણુને આજ્ઞા કરે છે.

ફકત શ્રીમંતોજ પરોપકાર કરી શકે છે ને ગરીબો કરી શકતા નથી એમ નથી. શ્રીમંત કોઈ યાચકને સો રૂપીયા આપે અને ગરીબ તેને તેની શકિત પ્રમાણે ફકત પાશેર અનાજ આપે તો મારા ધારવા પ્રમાણે જો પ્રિય વાચકો તમે માનો તો ચિત્રગુપ્તના ચોપડામાં બન્નેનું પુન્ય સરખુંજ જમા થશે. પરોપકાર એ પુન્ય માર્ગ સાધવા એક મોટું સાધન છે. આબરૂ મેળવવામાં પરો-

પ્રકાર મોટી મદદ કરે છે. પરોપકારી પુરૂષની સર્વ ઠેકાણે ચાહના થાય છે. પોતાના સંકટ વખતે પરોપકારી પુરૂષને સર્વ કોઈ મોટા ઉમંગથી સાહ્ય કરે છે.

ફકત યાચકોને દાન આપવું, ને ગરીબોને ભીક્ષા આપવી એ સિવાય બીજા ઘણા પરોપકાર છે જેની સંસારીઓને ખાસ જરૂર છે. આડોશી પાડોશીના સકંટ વખતે તેને હરેક પ્રકારની મદદ કરવી એ પણ પરોપકાર છે. તેમની માંદગી વખતે પથારી આગળ બેશી રાતે જાગ્રણ કરવું એ પણ પરોપકાર છે દવાખાનામાં જઈ તેમને માટે દવા લાવવી એ પણ પરોપકાર છે, રસ્તામાં પ્રવાસીને પાણી પાવું એ પણ પરોપકાર છે. તેનો ભાર ઉંચકવા લાગવું એ પણ પરોપકાર છે. અર્થાત પરોપકારની કિંમત કરીએ તો તે મફતમાં પણ ખપે છે અને લાખો ને કરોડો રૂપીયામાં પણ ખપે છે.

હવે કોઈ એમ પુછશે કે, પરોપકારની શી જરૂર છે? જવાબ એટલોજ કે, પરલોક સાધન માટે તો તેની મુખ્ય જરૂર છે અને આ લોકમાં, માન, મોટાઈને ચાહના તથા સંતોષ અને સુખ મેળવવા તેની જરૂર છે. પરોપકારીની સુકિર્તિ રૂપી ઉત્તમ પેઢી ઘણા લાંબા કાળ પર્યંત યાને યાવોચંદ્રોકાળ આ દૂનિયામાં રેહેવા પામે છે અને પ્રભુ તેને આ ભવ અને પરભવ બન્નેમાં મોક્ષ ગતી આપે છે ઘણા ભાગ્યવંત નરોએ તેનો અમર કોટ કર્યો છે અને તેજ ખરેખર ધન્યવાદને પાત્ર છે એમ સર્વ કોઇ એકે અવાજે સ્વિકારે છે એથી વધારે શું જોઇએ વારૂ !!

# લોભ.

**लोभा विष्टो नरो वित्तं वीक्षते नसचा पदम् ॥**
**दुग्धं पश्याति मार्जारो यथा नलगुडा हतिम् ॥**

જે પ્રમાણે બિલાડી દુધ જુએ છે અને વાસણુ (નાના મોનું) જોતી નથી તેજ પ્રમાણે લોભી માણુસ ફક્ત પૈસોજ જુએ છે પરંતુ લોભથી ઉત્પન્ન થનારા સંકટો તરફ લક્ષ આપતો નથી.

( સર્વ સંગ્રહ )

આપણે ઘણીવાર જોઇએ છીએ કે, બિલાડી દુધ પીવાને એકદમ નાના વાસણમાં મોં ઘાલે છે. તે દુધનો સ્વાદ લે છે એટલે દુધ પીએ છે ત્યાં સુધી બહાર પાછું મુખ કેમ નીકળશે તેનો વિચાર કરતી નથી. દુધ પીધા પછી જ્યારે મોં બહાર નીકળતું નથી ત્યારે તેને વિટંબના પડે છે ને જાણે છે કે લોભથી કરેલું કૃત્ય આખરે નુકશાન કરે છે. બિલાડી જેવા અવાચક અને વિના બુદ્ધિના મુંગા પ્રાણીને પણુ લોભ પોતાનો સપાટો બતાવ્યા સિવાય રહેતો નથી તો પછી બે હાથને બે પગવાળા, પ્રાણીને લોભ કેમ છોડે વારું ? લોભ કરીને કરવું છે શું ? એ પ્રશ્નનો જવાબ એ છે કે, લોભ કરવાનું મુખ્ય કારણ ધન સંચય છે। લોભથી જે ધન સંચય કરે છે તેનો તે પોતે તો કોઈ પણ પ્રકારનો ઉપભોગ લેતો જણાતો નથી તેમ બીજા કોઇને પણુ તેનો ઉપભોગ તેની હયાતીમાં લેવા દેતો નથી. તેનો પુત્ર જે ભવિષ્યમાં લોભથી સંચય કરેલી દ્રવ્યની થેલીઓનો પાલક–સત્તાધિશ થનાર તેને પણ મના

કરવામાં આવે છે. સારાંશ લોભીનું ચિત્ત ધનમાંજ હોય છે. મનને આનંદ એ એક પ્રકારની શક્તિ વધારનાર ઔષધી છે. પણ કૃપણ માણુસને આ વિચાર આવે શાનો ? તેના પ્રયત્નો, તેના કૃત્યો, તેની ઇચ્છા, તેનો આનંદ, તેનું ચિત્ત, તેની મોજ મઝા, તેનો ઇષ્ટ મિત્ર જે કંઇ કહો તે ફક્ત ધન સંચયમાં હોય છે.

त्याग भोग विहीनेन धनेन धनिनोयदि
भवामः किं नतेनैव धनेन धनिनो वयम् ॥ १॥

ધનનો ઉપભોગ ન લેતાં, દાન, પરોપકાર ન કરતાં, ફક્ત ધનની થેલીઓ જમીનમાં પુરી મુકવાથીજ જો કૃપણ માણુસ ધનવાન્ કહેવાય તો તેજ દ્રવ્યથી અમે પણ ધનવાન કેમ ન કહેવાઇએ ? કારણ કૃપણ ધનનો ઉપભોગ લેવા પોતે શકતીમાન્ નથી તેજ ન્યાએ અમે પણ તે ધનનો ઉપભોગ લેવા શકતીમાન નથી.

લોભથી અનેક પ્રકારના નુંકશાન થાય છે, લોભી માણુસનું ચિત્ત સદા અસ્વસ્થને અસ્થિર રહે છે, ફકત પોતાના સ્વાર્થ તરફજ નજર રાખે છે, બીજાનો સ્વાર્થ તેને તુચ્છ લાગે છે! બીજાનું સત્ય કહેવું તેને અસત્ય લાગે છે. રાત્રી દિવસ હાય, હાય ધન કેમ પ્રાપ્ત થશે, ધનને કોઇ લેઇ જશે કે શું ? અગ્નિ લાગશે કે શું ? ઇત્યાદિ વિચારોમાં તેનું ચિત્ત સદા ભ્રમણ કરે છે. તેના ચિત્ત રૂપી ભમરાને એક ઠેકાણે સ્વસ્થ બેસવા બ્રહ્મ દેવે કોઇ પણ પ્રકારનું સુવાસિક પુષ્પ, છોડ કે બીજુ કોઈ પણ સ્થળ નિરમાણ કર્યું નથી. ફકત પૈસાની થેલીજ તેને માટે સ્થાન સરજેલું છે.

લોભી માણુસ શરીરે પણ સુખી હોતો નથી કારણ લોભથી

શરીર રક્ષણુ તરફ પણુ અભાવ કરે છે. યોગ્ય વસ્ત્ર, યોગ્ય વર્તન ન રહેવાથી તનદુરસ્તીનો નાશ થાય છે. " Health is Wealth " "આરોગ્યતા એજ ધન છે" એ વાત તેના લક્ષમાં આવતી નથી. શરીર રક્ષણુ ન થયું એટલે પછી તે માણુસ ગમે તેટલા કરોડ રૂપીયાનો સ્વામી હોય પણુ તેનો લાભ કે ઉપયોગ શો ? લોભી માણુસની શારીરીક અને માનસિક બન્ને શકતી દિવસે દિવસે ક્ષીણુ થતી જાયછે.

શરીરને દુઃખ, મનને દુઃખ, આજુબાજુના મંડળને દુઃખ, ઈત્યાદી કષ્ટો પોતે વેઠી, બીજાને ઉપાધી કર્તા થઇ પડી, રાત્ર દિવસ હાય હાય કરી મેળવેલા ધનનો સારો ઉપયોગ ન કરતાં જ્યારે લોભી માણુસ આ લોક છોડી પરલોકમાં જાય છે ત્યારે તેની થેલીઓ અહીંજ રહે છે. વધારે તો નહિ પણુ આટલા દિવસ પ્રેમથી સાથે રહેનાર લોભીને તે સ્મશાન સુધી પણુ વળાવવા જતી નથી. મૃત્યુ પછી પોતાના ધનનું શું થશે તેનું તેને કંઇ ભાન ? " આપ મુએ પીછે ડુબ ગઇ દુનિયા " અથવા Out of sight, out of world " તે ન્યાયે લોભી ધનને ડુબેલું જુએ છે!

સારાંશ એટલોજ કે, લોભી જીવતા સુખી થતો નથી તેમ મરતી વખતે પણુ ધન, ધન કરતો પ્રાણુ ત્યાગ કરે છે. લોભ ધન પ્રાપ્ત કરવા અયોગ્ય માર્ગે પણુ દોડાવે છે. લોભી માણુસ નીતિ, વિવેક શુન્ય બને છે.

# સંતોષ.

Contenat is the true philosopher's stone.

## સંતોષ સર્વ સુખનું મુળ છે.

## संतोषं परमं सुखम्.

આપણામાં એક એવી દંત કથા ચાલે છે કે, એક માણસ દરિદ્રી હતો. તે હમેશ ઇશ્વર પ્રાર્થના કરતો હતો કે, હે પરમાત્મા! મને ફક્ત પેટ ભરીને ખાવા પુરતુંજ આપ. એક દિવસ ઇશ્વિર તેની પ્રાર્થનાથી સંતુષ્ટ થયો, ને તેને ખાવા પુરતું આપવા માંડયું. એક મોટું સરોવર ખોદાતું હતું ત્યાં તે મજુરી કરી રોજ બે આના મેળવતો હતો. મજુરોપર મુકરદમ હતો તેને જોઇ આપણો મજુર બોલ્યો "હે જગદીશ્વર મને મુકરદમની જગો મળે તો ઘણું સારૂ" થોડાજ દીવસમાં તે ઇશકૃપાએ મુકરદમ થયો. મુકરદમ થયા પછી તેણે એક પોલીસ સિપાઈ જોયો અને ઇશ્વરની પ્રાર્થના કરી કે વાહ, આ સિપાઇ મારા કરતાં ઘણો સુખી છે, હે પરમાત્મા મને પોલીસ સિપાઇની જગો મળે તો હું ઘણો સુખી થાઊ." ઇશ્વિરકૃપાથી તે પોલીસ થયો. એક દિવસ ફોજદારને ત્યાં ગયા અને તેનો વૈભવ જોઇ મનમાં બોલ્યો કે "વાહરે વાંહ, આ ફોજદારે કયો દેવ પુજયો હશે, રોજ તાબામાં સિપાઇઓ રાખી, મન ગમતું કામ કરાવી મજા કરે છે, હે જગપાલ જો મને ફોજદારની જગો મળે તો પછી મારે કંઇજ જોઇતું નથી." ફોજદાર થયા પછી મુનસફ

ને મુનસફ થયા પછી જડજ, ને જડજ પછી દિવાન થવાની ઇચ્છા થઇ. આખરે દરિદ્રી દિવાન થયો. દિવાન થયા પછી ઇશપ્રાર્થના કરીકે, "રાજા ઘણો સુખી છે. સર્વ પર અમલ ચલાવે છે તો પ્રભુ મને એકાદ રાજ્ય આપો." ઇશ્વરે જાણ્યું કે, બે આનાની મજુરી કરતો હતો તે દિવાન થયો હજુ તેને સંતોષ થતો નથી ને રાજા થવા પ્રાર્થના કરે છે. મનુષ્યની આશાની હદ નથી. જોઇએ વારૂ તેની આશા કયાં સુધી જાય છે. એક નાનુ રાજ્ય મળ્યા પછી ચક્રવર્તિ રાજા થવા તેણે ઈશ્વરની પ્રાર્થના કરી. થોડાજ દિવસમાં તે ચક્રવર્તિ રાજા થયો. ચક્રવર્તિ રાજા થયા પછી ઇશ્વરે એક દિવસ તેને પુછયું "કેમ હવે તને સંતોષ છે કે નહિ ? કે હજુ કંઈ જોઇએ છે ! ઉત્તરમાં રાજા ઘણી નમ્રતાથી બોલ્યો "હે દયાનીધિ, કૃપાસાગર તારી કૃપાથી મને સર્વ વાતે સુખ છે માત્ર હવે એકજ વાત ની ઇચ્છા છે તે પુર્ણ કરવા કૃપા કરશોજી. મૃત્યુ લોકમાં તો હું સર્વથી મોટો છું પણ હવે મને જો બ્રહ્મપદ આપો તો ત્રણે લોકમાં મારી મોટાઇ વધે ને સ્વર્ગ લોકમાં પણ રાજ્ય સુખ મળે"

આ દંતકથાની મતલબ એજ કે, આપણી આશાનો છેડો નથી, દસ મળે તો વીસ ને વીસ મળે તો પચાસ ને પચાસ મળે તો બસો એમ અધિક અધિક રૂપીયા મેળવવા આપણે ઇચ્છીએ છીએ. પણ આપણે જાણતા નથી કે, આપણી યોગ્યતા ને શકતી જો પચીસ રૂપીયા કમાવવાની હોય તો આપણને પચાસ કયાંથી મળે ? આપણી ઈચ્છા પુર્ણ ન થવાથી આપણને સદા અસંતોષ રહે છે, અસંતોષના પ્રતાપે આપણે ગમે તેવા નીચ કર્મો કરવા પણ ચુકતા નથી. આખરે આપણા કર્મો આપણને દુઃખદાયક થાય

છે ને વધારામાં અયોગ્યને શકતી બહાર પ્રયત્ન કરવાથી આપણે આપણી પાસે જે કંઈ થોડું ઘણું હોય છે તે પણ ખોઈ બેશીએ છીએ.

**आशैव राक्षसी पुंसा, माशैव विष मंजरी**
**आशैव जीर्ण मदीरा, धिगाशा सर्व दोष भूः ॥**

આશા એક રાક્ષસી છે, આશા વિષની વેલી છે, આશા એક જુની યારૂ છે ને સર્વે દોષ પેદા કરનાર એવી આશાને ધિક્કાર છે.

આ ઉપરથી આપણા જાણવામાં આવશે કે, અસંતોષ એજ આપણા અયોગ્ય લોભનું કારણ છે.

**कोवादरिद्रोहिविशालतृष्णा, श्रीमांश्चकोयस्यसमस्ततोषः**
**जिवन्मृतःकस्तु निरुयमांयः कावामृत्तास्यात्सुखदानिराशा**

દરિદ્રી કોણ? જેને વીશાળ તૃષ્ણા છે તે. શ્રીમંત કોણ? જે સંતોષી છે. તે જીવતા મુઓ કોણ? જેને ઉધમ નથી તે અને અમૃત સરખું સુખ દેનાર કંઈ આશા ન રાખવી તેજ છે-

અહીં એક મહત્વનો સવાલ ઊત્પન્ન થાય છે કે, જેઓ સંસારમાં છે તેઓએ આશા તો રાખવીજ જોઇએ. સર્વે આશાનો ત્યાગ કર્યો ત્યારે તો શરીરે ભસ્મ ચોળી ધુણી આગળ તાપવા બેસવું જોઇએ. તેમ કર્યા સિવાય આશાનો ત્યાગ કરવાનો બીજો માર્ગજ નથી. જો મને દરમાસે રૂપીયા દસ મળે છે તો મારે વીસ રૂપીયા મેળવવા પ્રયત્ન ન કરવો? જે પ્રયત્નો કરવામાં આપણે ફાવીશું, અગર જે વસ્તુની આપણે આશા રાખોએ છીએ તે યોગ્ય છે એમ

જણાય તો તે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. હું એક દસ રૂપીયાનો કારકુન છું ને મારી જોડે એક રાજ્યનો દિવાન રહે છે. તેનો વૈભવ જોઇ હું દિવાન થવાની ઇચ્છા રાખું અને મારી સ્ત્રી દિવાનની સ્ત્રી જેટલા સોનાના દાગીના મેળવવા ઇચ્છા રાખે તો તેમાં હું અને મારી સ્ત્રી ફાવીશું નહિ. તેમની સાથે સરખામણી કરતાં મારે મારી સ્થિતીમાં સંતોષજ રાખવો જોઇએ.

મતલબ એજ કે જે વાતો શકતી અનુસાર શકય છે અને જે પ્રયત્નોમાં આપણે ફતેહ મેળવવા સંભવ છે તેવા પ્રયત્નો કરવાજ જોઇએ. તે ઠેકાણે માત્ર સંતોષ રાખવો નહિ.

સંતોષ એ ગરીબનું ધન છે, સંતોષ એ દુઃખી મનનો આનંદ છે, સંતોષ શ્રીમંતને ગરીબનો સલાહકાર ને મદદગાર છે. સંતોષ વિપત્તીનો ટેકો છે. સંતોષ દુરગુણોનો શત્રુ, સદગુણોનો મિત્રછે, સંતોષ મનુષ્ય જાતને સુખને આનંદ આપનાર છે.

---

## વિવેક.

---

ધાતુની ધાત ભણી ભલી ભાત રજો દીન રાત ધરી બહુ ધંધો,
ભાવ ભલેજ ભલાં ધરી ભુષણ દે તજી દુષણથી દુરગંધો;
રાજ સભાસદ લાજ ગણે કવી કાજ કરે પદબંધ પ્રબંધો,
ટેવ અનેક ન છેક છુટે પણ એક વિવેક વિના નર અંધો.

ક૦ દ૦ ડા૦

લોકોમાં પ્રિય થવાને વિવેકની વધારે જરૂર જણાય છે. આપણા ઘરમાં કદાચ સાસુને વહુ પ્રિય નહિ હોય તેનું કારણ શું ?

પિતાને પુત્ર પ્રિય નહિ હોય તેનું કારણુ શું ? ભાઇને બેન પ્રિય નહિ હોય તેનું કારણુ શું ? વિવેકનો અભાવ. કેટલેક ઠેકાણે અંદરથી તો નહિ, પણુ બહારથીજ ફકત બોલવામાં વિવેક રાખી સવામણના ભાવની સાકર વાપરે છે, ત્યાં આપણું મન પ્રસન્ન થાય છે તો આપણા બોલવામાં ને ચાલવામાં અંતઃકરણનો વિવેક હોય તો કેવું સુખ થાય છે ? લોકોમાં, મિત્રોમાં, સગામાં, વહાલામાં આપણે પ્રિય થઇ પડીએ છીએ. જ્યાં વિવેક દેખાય છે ત્યાં હરદમ જવાનું મન થાય છે.

" આવ હે, આદર હે, હે નેનુંમે નેહ;
ઉસ ઘર સદાહી જાના, પથ્થર બરસે મેહ.
આવ નહિ આદર નહિ, નહિ નેનુંમે નેહ,
ઉસ ઘર કબુ ન જાના, કંચન બરસે મેહ. "

ગમે તેવો શ્રીમંત હોય પણુ, જો તેને ત્યાં વિવેક નહિ હશે તો, તેની શ્રીમંતાઇને લોભાઇથી તેને કોઈ ચાહશે નહિ ને તેને ત્યાં કોઇ જશે નહિ. જે શ્રીમંતાઇને લોકો ચાહતા નથી તેવી શ્રીમંતાઈ વિવેકી ગરીબાઈ કરતાં વધારે સારી નથી. લોકોમાં ચાહના થવા, પ્રિય થવા, કીર્તિ વધારવા, સ્ત્રી પુરૂષોને વિવેકની જરૂર છે. " Conciliatory manners command esteem "–"વિનય અને વિવેક એજ વશીકરણુ વિદ્યા છે. "

વિવેક એ એક નીતિનું મોટું અંગ છે. નીતિ સંબંધી પાછળ વિવેચન કરવામાં આવ્યુંજ છે તોપણુ અહીં ફરીથી વિદ્વાન લોર્ડ ચેસ્ટર ફીલ્ડના ઉમદા વાકયો લખવાની જરૂર છે તે કહે છે કે

"There is nothing so delicate as a man's moral character, and nothing which it is his interest so much to preserve pure. Should he be suspected of injustice, malignity, perfidy, lying, etc. all the parts and knowledge in the world will never procure him esteem, friendship or respect."

મનુષ્યને નીતિ જેવો બીજો કોઇ કોમળ વિષય નથી તેમજ તેની શુદ્ધતા જાળવવામાં તેનો જેટલો સ્વાર્થ રહેલો છે તેટલો બીજામાં રહેલો નથી. અન્યાય, દ્વેષ, વિશ્વાસઘાત, અસત્યાદિ દોષોની શંકાજો મનુષ્યના ચરિતમાં થઇ તો આખી દુનીયામાં સર્વોત્કૃષ્ટ બુદ્ધિ, તેને ચાહના, મિત્રાચારી તથા માન મેળવી શકશે નહિ"

જે માણુસ નીતિવાન હોય છે તે વિવેકી હોય છેજ આપણી વર્તણુંક જો બીજા સાથે વિવેકથી ભરેલી હશે તો તેઓ પણ આપણી સાથે વિવેકથી ચાલશે એવો એક સાધારણ નિયમ છે અંગ્રેજીમાં એક કહેવત છે કે—

"Do unto others as you would that they should do unto you"

" તમારા પ્રતિ બીજા પાસે જે કરાવવાની ઇચ્છા રાખતા હો તે તમે તેમના પ્રતિ કરો. "

આ ઉપર લખેલા વાક્યનો ભાવાર્થ એટલોજ કે, બીજાએ આપણી સાથે વિવેકથી વર્તવું એવી જો આપણી ઇચ્છા હોય તો

આપણે બીજા સાથે વિવેકથી વર્તવું જોઇએ. જો આપણે બીજા સાથે અવિવેકથી વર્તીશું તો આપણે ધારી મુકવું કે તેઓ પણ આપણી સાથે અવિવેકથી વર્તશે.

આજકાલ આપણા હિંદુ કુટુંબમાં વિવેકનો ઘણે ઠેકાણે અભાવ દેખાય છે. પિતાની હાજરીમાં પુત્ર પોતાની સ્ત્રી સાથે આનંદની લેહેરોમાં વાતોના તડાકા ઠોકવા એ પણ એક પ્રકારનો અવિવેક છે. " બેસો, બેસો તમો સમજો નહિ" વીગેરે પુષ્પવૃષ્ટિથી પિતાની પુજા કરવી એ પણ અવિવેક છે, ઘરમાં પોતાના વડીલોના દેખતાં બીડીના ધુમાડાના ગોટેગોટ કહાડવા એ પણ અવિવેકજ છે. વહુએ સાસુની અમર્યાદા કરવી, સસરાના બોલવા તરફ લક્ષ ન આપવું એ પણ અવિવેક જ છે. આવી અને આના જેવીજ બીજી અન્ય અવિવેક ભરેલી વર્તણુકથી આપણા સંસારમાં ક્લેશ ઉત્પન્ન થવાનો સંભવ છે.

કુટુંબમાંના દરેક માણસમાં વિવેક હશે તો, ભવિષ્યની પ્રજા પણ વિવેકી થશે. ગ્રહસ્થાશ્રમમાં રહેનારને વિવેકની ખાસ જરૂર છે. વિવેકથી આપણા સંસારને એક પ્રકારની શોભા આવે છે. વિવેક સદ્દગુણ પ્રાપ્ત કરવામાં કંઇ ખર્ચ કરવાની બાબત નથી. જ્યારે વગર ખરચે આવા અમુલ્ય સદ્દગુણ પ્રાપ્ત થઈ શકે છે ત્યારે તેનો લાભ કેમ ન લેવો જોઇએ ?

વિવેકથી બીજા અન્ય સદ્દગુણો પણ પ્રાપ્ત થઈ શકે છે. વિવેક સદ્દગુણમાં એક એવી અજાયબ જાદુઈ શકતી છે કે સામા માણસનું અંતઃકરણ તરતજ વશ કરી શકાય છે. એટલાજ માટે વિવેકને વશીકરણ વિદ્યા કહેવામાં આવે છે. જો આપણાપર કોઇ ગુસ્સે

થાય અથવા આપણે કરેલા અપરાધની ક્ષમા મેળવવા ઇચ્છતા હોઇએ તો વિવેક રૂપી વશીકરણથી આપણું ધાર્યું થશે. ગરમ મિજાજનો માણુસ હશે તો તે પણ વિવેક આગળ ઠંડો થશે ને વિવેક તેના ગરમ મિજાજને વશ કરવા શકિતમાન થશે. આપણા સંસાર રૂપી રાજ્યમાં અનેક પ્રકારની ભાંજગડો થવાનો વધારે સંભવ છે. એક ઘરના દસ માણસોનો સ્વભાવ એક સરખો હોતો નથી. બે સગાભાઇનો સ્વભાવ ભિન્ન હોય છે તો પછી બીજાની વાત શી કરવી? આપણા કુટુંબના માણસો, આપણા સગા વહાલા, ઇષ્ટ મિત્ર વીગેરે મંડળમાં જો અરસપરસ વિવેક હશે તો સર્વ એક બીજા સાથે પ્રેમથી વર્તશે. એક બીજા વચ્ચે પ્રીતી છે ત્યાં પછી ભિન્ન ભાવ હોતો નથી ને જ્યાં ભિન્ન ભાવ નથી તે કુટુંબ સદા સુખીજ હોય છે. અર્થાત્ આ સર્વ સુખનો પાયો વિવેક છે માટેજ વિવેકી કુટુંબ સદા સુખને આબરૂથી દિવસ કહાડે એમાં કંઇ શંકા નથી.

વિવેક એ એક આપણા સંસાર સુખના સાધનોમાં વિશેષ મહત્વનું સાધન કહીએ તોપણ ચાલે કારણ વિવેક એ અન્ય સદ્ગુણોનો પાયો છે, વિવેકવગર અન્ય સદ્ગુણો પ્રાપ્ત કરી લેવા દુર્લભ છે. માટે વિવેકની પ્રથમ જરૂર છે એમ વિદ્વાનોનું કહેવું છે.

---

## નિંદા.

---

આપણે ઘણી વખત એવું પણ જોઇએ છીએ કે, જરા વિ-

શ્રાન્તિનો વખત મળ્યો કે બે ચાર જણ એકઠા થઈ સગો, વહાલો, મિત્ર કે પડોશી જે ઝપાટામાં આવી જાય તેની નિંદા કરે છે. પુરૂષો કરતાં સ્ત્રીઓમાં એ દુર્ગુણનું જોર વધારે જોવામાં આવે છે. વારૂ નિંદા પણ નજીવી બાબતોનીજ થાય છે. ફલાણાએ છોકરાને પરણાવ્યો તો પણ ન્યાત જમાડવામાં બહુ ખામી રાખી. ફલાણાના ઘરમાં તો રોજ દરિદ્રતા. હાં કે ભાઇ ! શાક તો, તે, ને તેના છોકરા દેખતા પણ નથી. રામ જાણે પૈસાપર સાપ થઈ બેસવું છે કે શું ? વચમાંજ કોઇ બોલી ઉઠશે કે, અરે તેતો ઠીકજ છે પણ આપણા પડોશીની કંઈ વાત જાણી કે ? આજ તો ભાઈ સાહેબપર ફોજદારી થઈ છે. જો જો હવે કેવી મઝા આવશે તે ? પ્રિય વાચકો, વિચાર કરો કે, ઉપલી નાહક બાબતોમાં કંઈ જીવ છે ? કંઇ તથ્ય છે ? કંઇ સાર છે ? કંઈ નફો છે ? આપણે કંઈ સંબંધ છે ? કંઇજ નહિ છતાં બીજાની બાબતો તરફ લક્ષ આપી આપણે નિંદા કરીએ છીએ તેનું કારણ શું ? કારણ કંઈજ નહિ. પ્રકૃતી—સ્વભાવ એતો વખત કાઢવાના તડાકા. આવા, પાનની પીચકારી મારી, અથવા સોપારી મોંમાં ભરી, કે બીડીના ગોટેગોટ કાઢી તડાકા મારી પારકાની નિંદા કરવા કરતાં, કોઈ બીજી ધાર્મીક જેવી બાબતોપર વિવેચન થાય તો કેવું સારૂં ? પણ તે તરફતો દુર્લક્ષજ હોય છે. આજ સુધરેલા જમાનામાં આ વાત બહુ વખોડી કાઢવા જેવી છે. સ્ત્રી પુરૂષોએ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે, સંસારના કામોમાંથી જો નવરાશનો વખત મળે તો, બીજા સારા કૃત્યો તરફજ વળવું જોઇએ, કારણ નિંદા કરવાથી કરનારનેજ અસંતોષ થાય છે એમાં કંઈ શક નથી. નિંદા એ અરસપરસ વેર ઉત્પન્ન કરાવે છે. અને પરિણામે

અતિ નુકશાન કરે છે, આપણે આપણા ઇતિહાસો વાંચીએ તો માલુમ પડશે કે, એકની વાત બીજાને કહેવી, મોઢાપર સ્તુતી કરી પાછળ બદબોઈ કરવી, એકને એક, ને બીજાને બીજું વીગેરે કારસ્થાનો પણ નિંદાના અંગો છે અને આવા કારસ્થાની પુરૂષો પ્રથમ તો જનસમાજમાં હોંશીયાર જણાય છે અથવા તો જનસમાજ તેની બોલવાની છટાથી દબાઇ જાય છે પણ આ કારસ્થાન લાંબો વખત ટકતું નથી. આખરે પરિણામ એ આવે છે કે તે સર્વનેજ અપ્રીય થઈ પડે છે. અને જનસમાજનો વિશ્વાસ તે એટલી હદ સુધી ખોઇ બેસે છે કે, સાધારણ વાત પણ લોકો તેની હાજરીમાં કરતા નથી. આવી બાબતોના દૃષ્ટાંત ઇતિહાસમાંથી આપણને ઘણા મળી આવે છે. અને આવા કારસ્થાની પુરૂષો પરિણામે પોતાનું કેટલું નુકશાન કરી લે છે એ પણ સ્પષ્ટ જણાઇ આવે છે.

નિંદા કરવાનો ગુણ પ્રથમ નાના છોકરાં ઘરમાંથીજ શીખે છે. નણંદ, ભોજાઇની નિંદા કરે છે, ભાઇ બેનની નિંદા કરે છે. સારાંશ એક કુટુંબના માણસો અરસપરસ એક બીજાની નિંદા કરે છે. આ દુષ્ટ ટેવનું પરિણામ એ થાય છે કે કુટુંબમાં કુસંપના બીજ રોપાઇ અરસપરસ અપ્રીતી, કલહ, કંકાસ ઉત્પન્ન થાય છે અને છેવટે એક બીજાથી જુદા પડે છે. આટલેથીજ આ વાત ન થોભતાં આગળ વધે છે, એક બીજાની ગેરહાજરીમાં આડોશી પાડોશી અગર જે નજરે પડે તેના આગળ નિંદા કરવા રસ્તો ખુલ્લો થાય છે અને તેના કડવા ફળ ચાખવા પણ પડે છે, આ સર્વનું કારણ ખોળીએતો નિંદાજ છે. નિંદાથીજ આટલી બધી હાની થાય છે.

વારૂં, નિંદાથી કંઈ પણ પ્રત્યક્ષ, અપ્રત્યક્ષ, ફાયદો હોય તો એક જુદી વાત છે. નિંદાથી ફાયદો નથી એતો ઉપર લખેલુંજ છે. ઘરમાં દેખાદેખી ગુણ અવગુણ વધે છે। એવો એક સાધારણ નીયમ છે. નિંદા હોય કે બીજો દુર્ગુણ હોય, ઘરમાં નાના છોકરાઓ તેનું અનુકરણ કરે છે। કોમળ રદયપર આવા દુર્ગુણોની છાપ પડે છે તે ભવિષ્યમાં નાશ પામતી નથી; પણ તેમાં વધારોજ થયા કરે છે અને આખરે ગંભીર સ્વરૂપ પકડે છે. સંસારમાં આપણને અનેક વખતે અનેક પ્રસંગો એવા આવે છે કે આપણું મન બીજાનું જોઈ તેમ કરવા લલચાય છે અથવા તો મશ્કરીમાં તેમ કરીએ છીએ. પણ વારંવાર તેજ પ્રમાણે થવાથી એ નીચ દુર્ગુણ આપણને વળગી પડે છે. ને પછી છોડયો છુટતો નથી. જેટલા દુર્ગુણો હોય તેટલા બધા નુકશાન કર્તા છે એ વાત સત્ય છે પણ તેઓ વત્તા ઓછા પ્રમાણમાં નુકશાન કરે છે. એવા વધારે નુકશાન કરનાર દુર્ગુણોમાંનો નિંદા એક દુષ્ટ દુર્ગુણ છે. તે પોતાને નુકશાન કરી, આજુબાજુનું મંડળ તથા જનસમાજનો વિશ્વાસ ગુમાવે છે. ઘેર અને બહાર અપ્રિયતા, અપમાન, અવિશ્વાસ કુસંપ ઇત્યાદી કરતાં વધારે દુઃખ તે બીજું શું છે?

---

## આળસ.

---

**आलस्यं यदि न भवेज्जगत्य नर्थः**

**को न स्याद् बहु धनको बहुश्रुतो वा।**

## आलस्यादिय भवनिः ससागरांता
## संपूर्णा नरपशुभिश्च निर्धनैश्च ॥

" જગતમાં જો આલસ્યરૂપી અનર્થ ન હોત તો કયો માણસ શ્રીમાન્ અને વિદ્વાન્ થયા વગર રહેત, સમુદ્ર પર્યન્ત આ પૃથ્વી લોક નર પશુઓથી અને દરિદ્રોથી જે ભરેલો છે તે આળસને લીધે જ છે. " ( શ્રી યોગ વસિષ્ઠ )

આળસ એ બહુ ખરાબ દુર્ગુણ છે. આળસ છોડીને આપણે ઉદ્યોગ કરવો જોઇએ કારણ ઉદ્યોગ એ મનુષ્ય જીવનનું ભુષણ છે. પ્રિય વાંચનારની ધ્યાનમાં હશે કે પાછળ ઉદ્યોગના વિષયમાં ઉદ્યોગની મહત્વતા બતાવી છે તોપણ આળસ એ ઉદ્યોગથી તદન ઉલટો દુર્ગુણ હોવાથી અને આળસથી થતા નુકશાનો મોટા પ્રમાણમાં હોવાથી અહીં આળસ વિષે ખાસ લખવા વિચાર કર્યો છે.

બીજા બધા દૃષ્ટાંતની વાત પડતી મુકી આજ આપણી નજર આગળ દેખાતું એક દૃષ્ટાંત લેઇએ. પાશ્ચિમાત્ય પ્રજા તરફ દૃષ્ટી નાંખતા આપણે જોઇએ છીએ કે આજ તેઓ સુખી છે, તેમનું કુટુંબ સુખી છે, તેમનો સંસાર સુખી છે અને તેમનો દેશ સુખ રૂપી પર્વતના શીખરે જઇ પહોંચ્યો છે. આપણા જેટલાજ તેમને હાથ પગ છે. ઇશ્વરે તેમને ઘડતી વખતે કંઈ પક્ષપાત પણ કર્યો હોય એમ જણાતું નથી. ત્યારે આપણા કરતાં તેમનું સામર્થ્ય વધારે કેમ ? આપણા કરતાં તેઓ વધારે સુખી કેમ ? આ સર્વ પ્રશ્નોનો વિચાર કરતાં આપણી ધ્યાનમાં આવશે કે, તેમની આબાદી અને સુખનાં કારણો જો કે અન્ય ઘણા હશે તોપણ ઉદ્યોગ એ તેમની

આબાદીનું ઉત્તમ અને અતિ મહત્વનું પહેલું સાધન હોવું જોઇએ. તેઓનામાં આળસ બીલકુલ હોતી નથી. ફકત આળસનેજ માન આપવા તેઓ કદી પોતાનું કામ ચુકતા નથી. આજ આપણી જાતમાં, ઘરમાં, કુટુંબમાં, ગામમાં, પ્રાંતમાં અને દેશમાં આળસનું પ્રાબલ્ય વધારે દેખાય છે. પૈષ્ટિક ઔષધ અને પૈષ્ટિક ખોરાક જેટલું આપણું લોહી વધારે છે તેટલુંજ કિંવા તેથી બમણું આળસ આપણું લોહી ચુસી લેછે. એટલુંજ નહિ પણ આ અતિ ઘાતકી દુર્ગુણ શરીર અને મનને નબળું કરે છે. મતલબ તન, મન ને ધનને આળસ નુકશાન કરે છે. કુપર નામનો કવિ કહે છે કે:—

An idler is a watch that wants booth hands,
As useless if it goes, as if it stands.

આળસુ માણસ બન્ને કાંટા વિનાની ઘડીયાળ જેવો છે, એવી ઘડીયાળ ચાલે તોએ સરખી અને ન ચાલે તોએ સરખી. " અર્થાત્ ઉદ્યોગ સાથે શુભ લક્ષ અવસ્ય જોડાવું જોઇએ. વળી બ્લેકી નામનો એક વિદ્વાન કહે છે કે " An idle man is like a house keeper, who keeps the door open for any burglar. " " આળસુ માણસ ચોરને પેસવા માટે દરવાજો ઉઘાડો રાખનાર ઘરના રખવાળ જેવો છે. " સારાંશ આળસુ માણસ એ દરેકના અણગમાનું સ્થાન છે. આળસ દુર્ગુણથી એક રીતે જોતાં અતિ દુઃખદાયક ભયંકર નુકશાનો પણ થાય છે. મનમાં અનેક તરેહના વિચારો પેદા થાય છે. હરકોઈ રીતે વગર મહેનતે પૈસા મેળવવા, અગર કોઇપણ કાર્ય કરવા લક્ષ ખેંચાય છે. પોતાની પાસે જે કંઈ થોડું ઘણું હોય તે પણ ખોવા વખત આવે છે. મનુષ્યને

ઇશ્વરે જીવન આપ્યુ છે તે નકામું આળસમાં ગુમાવવા નહિ પણ મહાન ગંભીર પ્રયોજનની સિદ્ધિ માટે છે. જીંદગી ટુંકી છે. કર્તવ્ય ઘણાં છે. શુભ ઉદ્યોગ વિનાની એક પળ વ્યર્થ જાય છે. સમયનો સારો ઉપયોગ કરી આળસને હાંકી કહાડી કીર્તી ને લક્ષ્મી પ્રાપ્ત કરવામાંજ મનુષ્ય જીવનનું ભુષણ છે. શુરવીર ક્રોમવેલ કહે છે કે " મહેલના શિખરપર બેસાડેલા પથ્થરના સિંહપર કાગડાઓ વિષ્ટા કરે છે તેવી દશા પુરૂષાર્થને તજી, આળસના શિખરપર બેઠેલાની જાણવી. ખ્રિસ્તિ ધર્મમાં એક ઠેકાણે લખ્યું છે કે, "Seest thou a man diligent-in his business? He shall stand before kings; he shall not stand before a mean man" " તું કોઇ મનુષ્યને પોતાના કામમાં ઉદ્યોગી જુએ છે? તો જરૂર માનજે કે તે રાજાઓની પાસે ઉભો રહેશે, ક્ષુદ્ર માણસોની તે સેવા કરશે નહિ.

આ સર્વ વાકયોમાંથી એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, ઉદ્યોગી પુરૂષને સદા સર્વદા જય પ્રાપ્ત થાય છે. આળસુ માણસને સદોદિત અપયશના ભોગ થવું પડે છે. આળસ એ આપણી સર્વ શક્તિનો નાશકર્તા મોટો શત્રુ છે. વિદ્વાન પ્લે કહે છે કે " જીંદગીની લડાઇમાં જીત મેળવવા, આળસ શત્રુપર ઉદ્યોગ શસ્ત્ર હાથમાં લેઇ ધસવું જોઇએ અને તેમ કરવાથી આળસ શત્રુ માર્યો જશે કારણ ઉદ્યોગ શસ્ત્રથી તે થરથર કંપે છે. આ લડાઇમાં જીત મળી એટલે જીંદગીમાં યશ અને સુખની આશાના ફણગા ફુટે છે. એટલુંજ નહિ પણ સંસાર પણ સુખમય થાય છે."

# નિયમિતપણું.

નિયમિતપણું એ એક સારો સદ્દગુણ છે. દરેક મનુષ્યને નિયમિતપણાની જરૂર છે. આપણા સંસાર વ્યવહારના અને અન્ય કાર્યો કરતી વખતે નિયમીતપણાનો ઉપયોગ કરવાની ટેવ રાખવાથી ફાયદો થાય છે. આ નિબંધની શરૂઆતમાં લખેલું છે કે તનદુરસ્તી એ સૌથી પહેલું સુખ છે. અથવા તો "પહેલું સુખ તે જાતે નર્યા" એ કહેવત પ્રમાણે આરોગ્યતા એ સર્વ સુખોનો પાયો છે. સર્વ સુખોનો પાયો જેને આપણે આરોગ્યતા કહીએ છીએ તેને મજબુત કરવામાં પણ નિયમીતપણાની પહેલી જરૂર છે. જો આપણે નિદ્રા લેવામાં અનિયમીત હોઇએ એટલે રાત્રે જાગવું અને દિવસે ઉંઘવું અથવા તો રાતે એક, બે વાગતા સુધી તડાકા મારવા અને સવારે પથારીમાં તડકો આવતા સુધી ઘોર્યા કરવું એવા અનિયમીતપણાથી આપણી આરોગ્યતાને નુકશાન પહોંચે છે. તેવીજ રીતે ખાવા પીવામાં ઈત્યાદી બાબતોમાં અનિયમીતપણાથી આપણી તનદુરસ્તી બગડે છે. ભુખ લાગે ત્યારે ખાવું નહિ અને ખાવા બેઠા એટલે આગલો પાછલો વિચાર કર્યાવિના ભર્યાજ કરવું એવા અનિયમીતપણાથી શારીરીક શક્તિનો નાશ થઈ નિર્બળતા પ્રાપ્ત થાય છે. બબે દિવસ સુધી સ્નાન કરવું નહિ ને કરવું ત્યારે પાંચ છ વખત મગર માફક ડુબકી મારવી એ પણ અનિયમીતપણુંજ છે. સારાંશ આવા પ્રકારનું અનિયમીતપણું આપણી આરોગ્યતાને નુકશાન કરે છે. આપણી આરોગ્યતા બગડે ત્યારે બીજા સર્વ સુખો નકામા થઈ પડે છે; અર્થાત આરોગ્યતા જાળવવાને નિયમીતપણાની ખાસ પ્રથમ જરૂર છે.

આજકાલ આપણે ઘણાના મોઢેથી "શું કરૂં કામ ઘણું છે, કામમાંથી વખતજ મળતો નથી" ઇત્યાદી ઊદ્‌ગાર સાંભળીએ છી-એ. વિચાર કરતાં જણાય છે કે આ સર્વનું કારણ આપણું અનિ-યમીતપણું છે. અનિયમીતપણાથી આપણા કામોમાં દિનપ્રતિદીન વધારો થયા કરેછે અને આખરે કામ વધી પડવાથી આપણે કંટા-ળી જઇએ છીએ. પરિણામે આપણે આળસુ થઇએ છીએ. અનિ-યમીત થાય છે ત્યારે ખાત્રીથી ધારવું કે થોડા વખત પછી તે આળસુ થવાનોજ. "આજનું કામ આવતી કાલપર મુલતવી રાખવું નહિ" આ નિયમ લક્ષમાં રાખવાથી આપણે કોઇ દિવસ અનિયમીત થઇશું નહિ. ધારો કે આપણી ઓફીસમાં આપણને રોજ ૨૫ કાગળ લ-ખવાના છે. એક, બે દિવસ આપણે અનિયમીત થઇ જો રોજ દસ દસ કાગળ બાકી રાખીએ તો બે દિવસમાં વીસ કાગળ થશે અને દિવસે દિવસે તેમાં વધારો થઈ આખરે કાગળોની મોટી સંખ્યા બાકી રહેશે. સારાંશ વધારે કામથી આપણે કંટાળી જઇ આખરે હાથમાં લીધેલું કામ આપણને છોડવું પડશે. અનિયમીતપણું એજ એક પ્રકારનો આળસ છે એમ પણ કહી શકાય.

કેટલાક માણસો આપણે એવી પ્રકૃતીના જોઇએ છીએ કે, થોડું કામ કરી તરત છોડી દેછે અથવા અયોગ્ય વખતે કામ કર-વાનો આરંભ કરે છે. મતલબ અડધું ચિત્ત કામમાં અને અડધું ચિત્ત કામ બાહાર રાખે છે. આ ટેવ પણ એક અનિયમીતપણુંજ કહી શકાય. એક અંગ્રેજ વિદ્વાન કહે છે કે—

"કામ કરવું ત્યારે એક ચિત્તથી કામજ કરવું અને રમવું ત્યારે રમવુંજ, એ આનંદી થવાનો રસ્તો છે."

મતલબ જે વખતે જે કામ હાથમાં લેઇએ તેમાંજ એકચિત્ત રાખવાથી ફતેહ મળે છે.

આપણા સર્વે કાર્યો નિયમીત થાય, શારીરીક ને માનસીક શ્રમને શાંતતા મળે, વખતનો બચાવ થાય તેટલા માટે આપણે આપણા કાર્ય કરવા કાર્યક્રમ ઠરાવવો જોઇએ. નિયમીતપણે તથા કાર્યક્રમ પ્રમાણે કામ કરવાથી આપણાપર કાર્યનો બોજો પડશે નહિ. યુરોપીયનો તરફ લક્ષ આપતાં તેઓનામાં નિયમીતપણાનો ગુણ ઘણો દેખાય છે, તેથીજ તેઓ આરોગ્ય અને વધારે કામ કરી શકે છે. રેલવે, પોસ્ટ અને તાર જેવા મોહોટા ખાતામાં આજ સરળતાથી કાર્ય થયાં કરે છે તેનું કારણ ફક્ત નિયમીતપણુંજ છે. કામના વધારાને લીધે આજ અમુક ટ્રેન બંધ રહી, અગર રહેશે, અને અમુક શેહેરની ટપાલ ગઈ નહિ અથવા કામના બોજાથી આજ મનીઓરડર લેતા નથી એવી વાત હજુસુધી આપણે સાંભળી નથી ને સાંભળવાના નથી. આનું કારણ ફક્ત તેઓનું નિયમીતપણું છે. જો તેઓ અનિયમીત થાય તો તેઓનો વ્યવહાર ચાલતો તરત બંધ પડે. જયારે રેલવે અને ટપાલ જેવા મોટા ખાતાઓ નિયમીતપણે ચાલે છે ત્યારે આપણા નાના સંસારના કાર્યો નીયમીતપણે કેમ ચાલે નહિ? નિયમીતપણે કાર્ય કરવાથી આપણે તમામ કૃત્યો કરી રમત ગમત માટે પણ વખત બચાવી શકીશું. વખતનો બચાવ કરી, સહેલાઇથી કામ કરવા, અને દરેક બાબતનો અનુભવ લેવા નિયમીતપણું એ એક ઉત્તમ માર્ગ છે.

# દૂર્વ્યસન.

---

સુવ્યસનથી અને દુરર્વ્યસન ત્યાગથી થતા ફાયદા અને નુકશાનો અનુક્રમે આપણા સુખ દુખોને વધારે ઘટાડે છે, એટલુંજ નહિ પણ આપણી શારીરીક ને માનસીક શક્તિને પણ અસર કરે છે.

" વ્યસન " એ શબ્દથી સારોને ખોટો, એમ બન્ને અર્થ થાય છે. કોઇ કહેશે કે " મને તો ધાર્મીક પુસ્તકો વાંચવાનું એક મોટું વ્યસન થઇ પડયું છે " અહીં વ્યસનનો સારો અર્થજ સમજાય છે. સત્યજ બોલવાનું વ્યસન, નીતિએ ચાલવાનું વ્યસન, ઇત્યાદી સારાં વ્યસનો તે સારાંજ છે. સારાને માટે કંઇ બોલવાનું રહેતું નથી. પણ " વ્યસન ત્યાગ " એ શબ્દનો અર્થ કરતાં ખરાબ યા નુકશાનકારક વ્યસનો સમજવાનાં છે.

આજનો જમાનો ફેશન, ભપકાનો છે. અનેક લાલચો આપણી સનમુખ આવી આપણી ઇચ્છાઓને જુદા જુદા માર્ગે દોરે છે. આપણા મસ્તકમાં અનેક તર્ક વિર્તકને સ્થાન મળે છે. દેખાદેખી કરવાનું મન થાય છે. મનમાં વિચાર થયો કે ઇચ્છા તારની ત્વરાએ આગળ દોડે છે. દોડતાં દોડતાં ઇચ્છા મોજ મઝાને પકડી પાડે છે. આખરે મોજ મઝા આપણાપર સ્વાર થાય છે, આ બધા ફેરફારનું કારણ શું ? કારણ એટલુંજ કે, આજે નવું, કાલે નવું, પરમ દહાડે તેથી વધારે આશ્ચર્યકારક એવી અનેક મોજ મઝા ભોગવવાની રીત નજરે પડે છે. દસકે કાળ બદલાય છે. કાળની સાથે આપણા વિ-

ચારો પણ બદલાય છે. વિચારો બદલાવાની સાથે આપણી રહેણી કરણી પણ બદલાય છે. મતલબ જુની આંખે નવા તમાશા દેખાય છે. આવો સમય ને આવા નવા નવા સંજોગોમાં અને નવી નવી મોજ મઝામાં અનેક પ્રકારના વ્યસનો પણ પ્રાધાન્યપણું ભોગવે છે એજ દીલગીરીની વાત છે. દાખલા તરીકે આપણે આપણા કુટુંબના એક આઠ દસ વરસના છોકરા તરફ જોઈશું. ચાલુ કાળમાં નવાં નવાં કપડાં, પછી નવાં અગર જુના હોય તો પણ નવા જેવાંજ દરજીના હાથે નવી ફેશનમાં શીવડાવેલા, નવી નવી ઢબમાં પહેરવા, ઓઢવા વીગેરે ઇચ્છા, લાલચથી મોજ શોખનો આરંભ થાય છે. હવે આવા મોજ શોખને શોભા આપનાર અથવા તો મોજ શોખનું ભુષણ બીડીની ઇચ્છાથી વ્યસનનો આરંભ થાય છે. આ સર્વ પ્રકાર છોકરાઓ બહારને ઘરમાં જુએ છે તેનુંજ દેખાદેખીએ અનુકરણ કરવા માંડે છે? પહેલો મુદ્દો છે કે, મને કમને, ગમે તેવી રીતે કહો કે ઘરમાં મોટા માણસોને કંઈ વ્યસન હોય તો, તેમણે નાના છોકરા, અથવા તેમનાથી નાનાઓના દેખતા વ્યસનનો અમલ કરવો નહિ જોઇએ- બીડીએ આજકાલ વ્યસનનો આરંભ છે. વ્યસનની યુનીવરસીટીની બીડી એ પ્રવેશક (entrance) પરિક્ષા છે. તેમાં પાસ થયા એટલે લાલચો આગળ વધવાનો સંભવ છે. વાહ, બીડીની બલીહારી! તેની જુદીં જુદી જાતો કનકતારા, વીગેરે સુંદર મનોહર નામો!! તેને માટે ચચાર ડગલે દુકાનો!! તેમાં વળી સુશોભીત કરતા સાથે રવિવર્માની છબીઓ!! વાચકો, વિચાર કરો કે, હજારો રૂપીયાના કાપડ વીગેરેનો વેપાર કરતા વેપારીઓની દુકાનમાં ન મળે તકતો! ન મળે છબીઓ! આતો બીડી-

ના પૂર્વે જન્મના પુન્યનું ફળ છે. તેમાં અદેખાઇ શા માટે કરવી ? આટલી ભાંજગડતો ખરી, પણ બીચારી સસ્તીને સોંઘી પઇની પાંચ, ને શુક્રવારના બજારમાં ત્રણ પાઇની પચીસ, ને વખતે ત્રીસ પણ ખરી આ ઉપરથી સારાંશ એજ નીકળે છે કે, બીડીએ આજ કાલ સામાન્ય વ્યસન થઇ પડયું છે ને તેની ખપત પણ ઘણી છે અ-ર્થાત ઘણા બીડીઓ પીએ છે. રોજની એક પાઇની બીડી ઓછામાં ઓછી ધારીએ તો, આજ કાલ માણસ સાધારણ રીતે ૬૦ વર્ષ જીવે એમ કલ્પના કરીએ, અને બચપણના દસ વરસ બાદ કરીએ તો પચાસ વર્ષમાં માણસને ૧૮૦૦૦ પાઇની બીડી ને ૨૦૦૦ પાઇની દીવાસળીની પેટીઓ થાય છે. આ સિ-વાય ઉધરસ, નબળાઈ અને કાળજાને થતા નુકશાનો તે તો વ્યાજમાંજ ગણવાના. કેટલે ઠેકાણેથી એવા પણ પ્રશ્નો પુછાય છે કે, વ્યસનથી પણ કોઇ વખત ફાયદો થાય છે તેજ પ્રમાણે બીડીથી ફાયદા પણ છે. આ દલીલ વધારે આગળ ચાલી શકે એમ નથી. કારણ જેનું વ્યસન પડયુ તેનાથી ફાયદો થતો નથી, પેટમાંના વાયુ માટે બીડી ન પીનારને વખતે ઔષધિ દાખલ કંઇ ફાયદો થાય, પણ બીડી પીનારને તો કંઇજ અસર થશે નહિ. બીજા વ્યસનને માટે પણ એજ ન્યાય છે.

બીડી એ હલકું એટલે નજીવું અને થોડા ખર્ચનું વ્યસન છે એમ કહીએ તોપણ તેનાથી ઘણાં નુકશાન થાય છે એ વાત ખરી છે. આજકાલ બીડી–સીગારેટ એ સુધરેલું વ્યસન ગણાય છે તેથી કરીને તેનાથી થતા નુકશાનોપર લક્ષ અપાતું નથી એ દીલગીરીની વાત છે.

એ સિવાય ચલમ પીવી, હુકો પીવો, પાન ખાવું, સોપારી ખાવી ઇત્યાદી ઘણા નાના નાના વ્યસનો આપણે જોઇએ છીએ તે સર્વ સંબંધી વિચાર કરતાં પૈસો, વખત ને શારીરીક શક્તિને નુકશાન કર્ત્તા છે. આ નિબંધની શરૂઆતમાં લખ્યું છે કે " આરોગ્યતા એ સર્વથી અતિ મહત્વ ને અગત્યની બાબત છે. " આવી ઘણા મહત્વ ને અગત્યની બાબત જે "આરોગ્યતા" તે વ્યસનથી બગડે છે. શારીરીક શક્તિ બગડી કે તેની માનસીક શકિતપર અસર થાય છે. તેમ થવાથી સુખના સર્વ સાધનો છતાં આપણે ભોગવી શકતા નથી.

કેટલાંક વ્યસનો એવાં છે કે, તેથી પૈસો, વખત, શરીર, મન, માન, આબરૂ સર્વનો નાશ થાય છે. " દારૂ પીવો " એ એક મોટા નુકશાનકારક વ્યસનોમાંનું વ્યસન છે. દારૂના વ્યસનથી કાળજામાં રોગ થાય છે, શરીરમાં નબળાઈ આવે છે. વીગેરે અન્ય ઘણાં નુકશાનો થાય છે. એવા પણ ઘણા દાખલા મળી આવે છે કે, દારૂ પીવાથી રોગગ્રસ્ત થઇ આખરે યમપંથે ચાલ્યા ગયા છે. દારૂના વ્યસનથી બીજા અનેક દુર્ગુણો મનુષ્યમાં આવે છે. પૈસો ન હોય ત્યારે ઘરબાર સર્વ વેચી પણ દારૂ પીવો પડે છે. દિલ્લીનો બાદશાહ જહાંગીર, દારૂના વ્યસનથી ઘણા સંકટોમાં આવી પડયો એ વાત આપણો ઇતિહાસ આપણને સ્પષ્ટ રીતે બતાવી આપે છે. વળી એવા પણ દાખલા મળી આવે છે કે, દારૂના વ્યસનમાં ગર્ક થવાથી રાજ્યમાં અંધેર ચાલી આખરે દારૂ પીનાર રાજાઓ સર્વસ્વનાશને બળી થએલા છે. દારૂ પીવાની સાથે વ્યભીચાર એ દુષ્ટ દુર્ગુણ માણસનામાં પેસી જાય છે. વ્યસન એ સર્વ દુરગુણનો પાયો છે. વ્ય-

સની માણુસ દુરગુણીજ હોય છે. તન, મન, ધનના નુકશાન સાથે, વધારામાં વ્યસની માણુસ અનેક દુરગુણોનું સ્થાન થઇ રહે છે. જુવાનીના જોરમાં પ્રથમ તો તેના લક્ષમાં આ વાત આવતી નથી. પણ પૈસો થઈ રહે, યુવાવસ્થા જતી રહે, તે વખતે તેના વ્યસનો તેને યમદુત કરતા પણ વધારે ભયંકર લાગે છે.

"વ્યભિચાર" એ દુર્ગુણ અતિ ઘાતક છે, કોઇ વખત વ્યભિચારનો, વ્યભિચારીને મન તો અમૃત જેવો, પણ વાસ્તિવક અતિ કડવો સ્વાદ લેતાં તે જીવને જોખમમાં નાખે છે અને પ્રસંગે જીવ પણ વ્યભિચારને અર્પણ કરવો પડે છે. પણ આ સર્વ વ્યભિચારની નીશામાં સુઝતું નથી. પોતાની ઈચ્છા હરેક પ્રકારે તૃપ્ત કરવી, એ પ્રયત્નો કરવામાંજ તેનું લક્ષ લાગી રહે છે.

**चिंतातुराणां न सुख न निद्रा, अर्थातुराणां न स्वजनो न बंधुः**
**कामा तुराणां न भयं न लज्जा, क्षुधा तुराणां न बलं न तेजः**

ચિંતાતુરને સુખને નિદ્રા હોતી નથી, અર્થાતુર સ્વજન, ઇષ્ટ મિત્ર, બંધુ કોઇજ જોતો નથી (પોતાનો સ્વાર્થ સાધવા તરફજ તેનું દરેક બાબતમાં લક્ષ હોય છે, પછી બીજાનું ગમે તેમ થાવ) અને કામાતુરને ભય, લજ્જા કંઇ હોતું નથી. ક્ષુધાતુરને બળ અને તેજ હોતાં નથી.

અફીણ જેવા કેટલાક વ્યસનો એવા હોય છે કે, જે છોડયા છુટતા નથી. છોડવાને પ્રયત્ન પણ કરાતો નથી. તેવા વ્યસનોનો જીંદગી નાશ સાથેજ નાશ થાય છે. સારાંશ એટલોજ કે, બીડી,

ચાહાથી માંડી ચલમ, હુક્કો, અફીણ, દારૂ, ગાંજો વીગેરે સર્વે દુરવ્યસનો ઘાતક છે. આજ સુધરેલી દુનિયા, તેનું ઘાતકપણું સારી રીતે શમજી શકે છે. એટલે વધારે લખવાની જરૂર નથી. અહીં મુખ્ય મુદ્દાની વાત એટલીજ કે વ્યસનો બીજા દુર્ગુણોને લાવે છે. માણુસ વ્યસની થયો એટલે બેકનના કહેવા પ્રમાણે "Guilt hath no holiday" તેને કોઇ દિવસ સુખ હોતું નથી. અને મીલટનના કહેવા પ્રમાણે "Which way I move is hell, myself am hell" દુર્ગુણી જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં નર્ક છે, તેની જાતપણ નર્કમાંજ છે.

મહા પ્રતાપી હિંદુ રાજ્યને સ્થાપનાર શિવાજી મહારાજાનો પુત્ર, તેનુંજ પ્રતિબિંબ શંભાજી પણુ પિતા જેવી અજબ શક્તિ ધરાવનાર હતો પણ તેની સર્વ શક્તિને ચાલાકી તુળશી સાથેના વ્યભિચારમાં થઇ ગઇ એ વાત આજ જગજાહેર છે. મતલબ વ્યસનથી માણસની હોંશીયારી, શક્તિ, બુદ્ધિ, ચાલાકી સર્વેનો નાશ થાય છે. આપણુ સુખના ઉપર બતાવેલા સાધનો જ્યારે નાશ પામે છે, ત્યારે પછી જીંદગી પણુ કંટાળો ભરેલીને દુખરૂપ થાય છે. દુખરૂપ જીંદગી કાઢવા કરતાં મરણુ પ્રિય લાગે છે. યુવાનીના મદમાં, અગર દ્રવ્યની નીશામાં તો આંખે ચસમા હોય છે પણુ જ્યારે તન મન, ધનથી ખરાબ થઇએ છીએ ત્યારે એકદમ આંખો ઉઘડી જાય છે, અને આપણા દુરવ્યસનો આપણુને મોટા પશ્ચાતાપના કારણો થઇ પડે છે. માટેજ આપણા વડીલ પુરૂષો ઉપદેશ કરે છે કે, સોપારી સરખુ પણુ વ્યસન રાખવું નહિ. કોઇ પ્રસંગ એવો આવે છે કે, સોપારીનો એક કકડો પણુ મળવો મુસ્કેલ થઇ પડે

છે. વ્યસન એ એક જીવતા શત્રુ કરતાં પણ વધારે ઘાતક શત્રુ છે. કોઇ પણ પ્રકારનું વ્યસન ન રાખવું એ ઊત્તમ માર્ગ છે. દેખાદેખીએ મનને લાલચમાં પડવા ન દેવું એજ વ્યસનને ત્યાગ કરવાનો પહેલો રસ્તો છે અને પૈસો બચાવવાનો સારો માર્ગ છે. પોતાનો સંસાર, પોતાની જાત અને પોતાના કુટુંબને સુખી જોઇ, છેવટે પોતાની જાત, પોતાનું ગામ, અને દેશને સુખી કરવાના સાધનોમાંનું વ્યસન ત્યાગ એ એક સાધન છે. જો એક માણસ રોજ એક પૈસાની ચાહા પીએ, એક પાઇની બીડી પીએ, એક પાઇ પાનસોપારીમાં ખરચે તો, હિસાબ ગણતાં આખા હિંદમાં ખર્ચની કેટલી મોટી સંખ્યા થશે? તે સિવાય મોટા ખર્ચ તો બાજુએ રહયો. ઉંચા માલની બૉટલ તોડવી, કસુંબો કહાડવો, વીગેરે મોટા વ્યસનોનો ખર્ચ તો જુદોજ છે. દુરવ્યસનો પોતાના દુઃખો અને દેશના દુખોમાં પણ વધારો કરે છે. ગમે તે રીતે, ને ગમે તે હિસાબે ગણીએ તો વ્યસનો સર્વ, સર્વ વાતે નુકશાન કર્તા છે. દુરવ્યસનોનો પ્રથમથીજ ત્યાગ કરી, સારા વ્યસનો ગ્રહણ કરવા એજ સુખકર્ત્તા છે. કારણ દુરવ્યસનો જેટલા દુઃખ રૂપ છે તેટલાજ કિંવા તેથી વધારે સારા વ્યસનો આપણને સર્વ વાતે સુખરૂપ છે. તો પછી વ્યસન ત્યાગથી આપણા સંસારમાં સુખ થાય એમાં બીલકુલ શંકા નથી.

---

# સંગતિ.

---

મનુષ્યને સ્વભાવથી એવી અંતઃકરણની સામગ્રી મળી છે કે, તેના યોગે તે જડ જેવો મુંગો બેસી શકતો નથી. જે જે વ્યકતીયો અને જે જે પ્રસંગો, અને જે જે આવરણોનો તેને સંબંધ થાય છે તે તે તેના અંતઃકરણપર છાપ પાડે છે. આવા કથનોનો અર્થ એટલોજ કે આજુબાજુનું મંડળ અથવા સદા સાથે રહેનાર મનુષ્યોની સંગતિ અરસપરસ એક બીજાના અંતઃકરણમાં તેઓના ગુણ અવગુણના ચિત્રો કોતરે છે. માટેજ પ્રથમથી સુસંગત રાખવી એ ડાહ્યા પુરૂષો ઉપદેશ કરે છે. આપણામાં એક કહેવત છે કે "સોબત તેવી અસર" અને તેવાજ અર્થવાળી અંગ્રેજી ભાષામાં પણ કહેવત છે કે "A man is known by the Company he keeps" માણસ સંગતથી ઓળખાય છે. સુસંગતીનું એટલું તો પ્રબળ છે કે, પ્રત્યક્ષ સદગુણી વ્યક્તિની સોબતથી તો અનેક ફાયદા થાય છે એટલુંજ નહિ પણ સદ્દગુણી પુરૂષોની પ્રતિમા પણ એક સ્મારક ચિન્હ છે. તે વિષે બોલતા ડૉકટર સ્માઇલ્સ કહે છે કે,

"Even the portrait of a noble or a good man hung up in a room is companionship after a sort. It gives us a closer personal interest in him. Looking at the features, we feel as if we know him better, aud were mare nearly related

to him. It is link that connects us with higher and better nature than our own,"

" ઉમદા ચરિત્રવાળા પુરૂષની અથવા સજ્જનની છબી ઓરડામાં ટાંગવી એ પણ એક જાતની સુસંગતી છે. તેથી આપણે સાક્ષાત્ તેની સાથે અધિક દ્રઢ સંબંધવાળા થઇએ છીએ. છબિમાં પ્રતિબિંબ મુખ મુદ્રા નીહાળવાથી આપણને લાગે છે કે, જાણે આપણે તે પુરૂષને વિશેષ જાણુતા હોઇએ અને તેની સાથે વધારે નીકટ સંબંધ ધરાવનાર હોઇએ. સત્પુરૂષની છબિ એ આપણા કરતા ઉચ્ચતર અને શ્રેષ્ટ વ્યક્તિ સાથે આપણને જોડનાર એક સાંકળ છે "

આ ઉપલા લખાણથી એમ સિદ્ધ થાય છે કે જ્યારે સજ્જન પુરૂષોની છબીમાંજ આટલો ગુણ છે ત્યારે પ્રત્યક્ષ સહવાસથી તો વધારે થવો જોઇએ. નાના છોકરાંઓ કોના સહવાસમાં રહે છે, તેમની આજુબાજુના લોકો કેવા છે, સંગત કોની છે વીગેરે બાબતોપર સુધરેલા લોકો વધારે લક્ષ આપે છે તેનું કારણ એજ કે કોમળ અંતઃકરણપર સંગતથી જે છાપ પડશે તે કાયમની પડશે. આટલા કારણથીજ નાના ઉછરતી વયના બાળકો તરફ અને છોકરા તરફ પુર્ણ લક્ષ આપવું જોઇએ કે તેઓ કેવી સંગતમાં રહે છે.

સંગત્ બે પ્રકારની છે. એક સારી અને એક ખોટી, એટલે સુસંગત અને કુસંગત. સુસંગતથી જેટલા સજ્જનમાં ગુણ હોય છે તેટલા આપણમાં આવે છે. સજ્જન પુરૂષમાં કેવા ગુણ હોય છે ?

**मूकःपरापवादे परदार निरीक्षणे व्यंधः**
**पंगुःपरधन हरणे सजयति लोकत्रये पुरुषः**

પારકાના દોષ ઉચ્ચારવામાં મુંગા, પરસ્ત્રિ જોવા અંધ, પર-ધન હરણ કરવા પંગુ એવા સજ્જન પુરૂષોને ત્રીલોકમાં ધન્ય છે.

સજ્જન પુરૂષોની સંગતથી સારો ફાયદો થાય છે તે સિદ્ધ કરવા એક ઉત્તમ દાખલો છે. કુહાડીવડે જો આપણે ચંદન વૃક્ષને છેદીએ-કાપીએ તો કુહાડીના મુખને ચંદનનો વાસ લાગે છે. અર્થાત સારી સંગતના ફળ સદા મીઠાજ છે. સારી સંગતથી માન, કીર્તિને લોકમાં પ્રતિષ્ઠા પણ વધે છે. કદાચ કોઈ વખત ભુલ ભુલામણી કહો કે કંઇ લાલચ કહો-ગમે તેથી આપણે આડે મારગે જઇએ તો આપણા સુસોબતી આપણને થતા અનર્થમાંથી બચાવી લે છે. સારાંશ સુસંગતથી અનેક ફાયદા છે એ વાત શંકા રહિતછે.

દુર્જન માણસની સંગત કરવી નહિ. એક વિદ્વાન લખે છે કે

**खलानां कंटकानांच द्विविधैय प्रति क्रिया ॥**
**उपानह मुख मंगोवा दूरतोवापि वर्जनम् ॥**

દુષ્ટ લોક અને કાંટાથી આપણું રક્ષણ કરવાના બે માર્ગ છે એક તો જોડાવડે તેમનું મુખ ભાંગવું અને બીજો તેમનાથી દુર રહેવું.

સર્પથી દુર્જન વધારે ક્રુર છે કારણ સર્પનું વિષ મંત્રથી શાંત થાય છે પણ દુર્જનનું વિષ કશાથી શાંત થતું નથી. માટેજ દુર્જનની સંગત કરી તેનું વિષ આપણામાં દાખલ થવા દેવું નહિ. આપણામાં એક કહેવત છે કે, " ભુંડાથી ભુત નાસે " અથવા **दुरजनस्य प्रथम वंदे** : આ કહેવતનું રહસ્ય એટલુંજ કે ખરાબ

સોબતથી સદા દુર રહેવું કારણ ખાળમાં પથરો નાંખવાથી અશુદ્ધ પાણીના છાંટા પથરો નાંખનારનેજ ઉડે છે. અર્થાત દુર્જનની સંગતના માઠાં ફળ આપણનેજ ભોગવવાં પડે છે. સાધુ સંત જેવા મહાન પુરૂષો પ્રથમ સંગત તરફ વધારે લક્ષ આપવા કહે છે કારણ સંગત રૂપી હીંગનો એવો પ્રભાવ છે કે ગુણ રૂપી દુધપાકમાં તેનો જરા નાનો કડકો પડે તો તમામ દુધપાક બગાડી દે છે. આપણે કુસંગતે લાગી કુછંદે વળગ્યા એટલે આપણા સંસારની પણ ખરાબી થાય છે. માટે આપણા સંસાર સુખના સાધનમાં સુસંગત એ પણ એક સાધન છે એમ કહી શકાય. તો તે સુખનું સાધન પ્રાપ્ત કરવા સુસંગત કરવાની ને કુસંગત છોડવાની ખાસ જરૂર છે.

---

## સ્વતંત્રતા.

---

આજકાલ સર્વ ઠેકાણે સ્વતંત્રતાનો પવન જોરબંધ ફુંકાતો જોવામાં આવે છે. પિતાથી પુત્ર સ્વતંત્ર થવા ઇચ્છેછે, પતિથી સ્ત્રી સ્વતંત્ર થવા પ્રયત્ન કરે છે, શેઠથી નોકર સ્વતંત્ર થવાની ઉમેદ રાખે છે. મતલબ સર્વ કોઇના મગજમાં સ્વતંત્રત રૂપી ભુત ફુદકા મારી રહ્યું છે. "આજ્ઞા પાળવી" એ શબ્દો ઘણા ખરાને કડવા વખ જેવા લાગે છે, પણ વિચારવંત પુરૂષો પોતાની વિચાર શકતીનો વિચાર કરી જોશે તો સહજ લક્ષમાં આવશે કે, માણસ એક રીતે સ્વતંત્ર છે તો બીજી રીતે તે પરાધિન છે, ખાવા પીવામાં, ઉઠતા બેસવામાં, હરવા ફરવામાં, બોલવા ચાલવામાં તથા પોતાની સ્વભા-

વિક શકિતઓના સ્ફુરણમાં મનુષ્ય ઘણે ભાગે સ્વતંત્ર છે પણ જ્યાં બીજી વ્યકિત સાથે સંબંધની વાત આવે છે ત્યાં પોતાની સ્વતંત્રતાનો ભોગ આપ્યા વિના ચાલતુંજ નથી. દુનિયામાં દરેક માણુસની સ્વતંત્ર ઇચ્છા એક હોતી નથી તેથી પ્રત્યેક માણુસ જો સ્વછંદે વર્ત્તે તો તેની સ્વતંત્રતાનું બીજાની સ્વતંત્રતા સાથે ઘર્ષણ થવાનું, અને આવા ઘર્ષણથી વિરોધ રૂપી અગ્નિની ઉત્પત્તી થવાની

સ્વછંદી વર્તન એ ગેરવ્યાજબી સ્વતંત્રતા છે, પિતાથી પુત્ર સ્વછંદે વર્ત્તે એ શું અયોગ્ય સ્વતંત્રતા નહિ કે? વડીલોની આજ્ઞા પાળવામાં અને નિયમોને વશ રહેવામાં ભુષણ છે તેમાં નાનમ નથી.

"Obedience is the first law of nature અનુવર્ત્તન એ કુદરતનો પહેલો કાયદો"છે. જગતના કુદરતી વ્યવહાર તરફ જોઇશું તો આપણુને જણાય છે કે પૃથ્વી પાણી અને પદાર્થોને ધારણ કરે છે. જળ વહે છે, સમુદ્રમાં ભરતી ઓટ આવે છે, વનસ્પતિ ઊગે છે, અગ્નિ પ્રકાશે છે, સુર્ય પ્રકાશે છે ચંદ્ર રાત્રીના અંધારાનો નાશ કરે છે, વાયુ વાય છે—એ સર્વ ઇશ્વરની આજ્ઞા ઉઠાવવા કુદરતની તત્પરતા નહીં તો બીજું શું છે? આ પરથી સિદ્ધ થાય છે કે, જે મનુષ્ય હિતકર નિયમોનું અને હિતકર આજ્ઞાઓનું અનુકરણ કરતો નથી તે જડ પદાર્થો કરતાં પણ જગતકર્તા પ્રતિ પોતાનો ઓછો પુજ્ય ભાવ છે એમ સિદ્ધ કરી આપે છે. સારાંશ એટલોજકે, હિતકર આજ્ઞાઓને માન આપવાથી આપણે આ-

પણું એક કર્તવ્ય પુર્ણ કરીએ છીએ. કુદરતી આજ્ઞાના હિતકર નિયમોનું ઉલંઘન કરી સ્વછંદપણે વર્તવાથી, આપણી અયોગ્ય સ્વતંત્રતા સ્વતઃનેજ અનહિત કર્તા થઇ પડે છે. વળી એમ કહેવામાં આવે છે કે, સ્વતંત્રતા વિનાનો મનુષ્ય તે મનુષ્ય નથી. પરંતુ સાંચો છે. સાંચો એટલે તેની ગતિનો આધાર બીજાપર રહે છે તેવીજ પરતંત્ર માણસની સ્થીતિ છે. ઘણે ઠેકાણે ખુશામતથી સ્વતંત્રતાનો સમુળ નાશ થએલો જોવામાં આવે છે. દેશ, કાળ, સમયને સ્થીતિ તરફ જોતાં એમ પણ કબુલ કરવું પડે છે કે આજ ખુશામત કરવાની આપણને મરજી વિરૂદ્ધ પણ ફરજ પડે છે. તમારી હદની બહાર ખુશામત થવી જોઇએ નહિ. ખુશામતીયા સ્વભાવથી આપણે જેનાપર અવલંબી રહીએ છીએ તેને હાજી, હાજી, કરવી પડે છે. અંધારી રાત્રે તે પુછે કે "કેમ અત્યારે સુર્યપ્રકાશ કેવો પ્રદીપ્તછે" તો જવાબમાં "હાજી અત્યારના સખ્ત સુર્યના તાપથી ગરમી ઘણીજ થાય છે" એમ કહેવું પડે છે મતલબ તેના તંત્રેજ આપણને ચલવું પડે છે. આથી આપણો સ્વભાવ બીકણ થાય છે અને સ્વતંત્ર સ્વભાવનું સ્વપ્ન પણ આવતું નથી. જે માણસમાં થોડીકે સ્વતંત્રતા નથી તે નિર્માલ્ય પુરૂષ છે તેનાથી કંઇજ સાહસ કાર્ય થતું નથી. ધૈર્યનો નાશ થઇ, છતે કૌવતે કમ કૌવતવાન થાય છે. વ્યવહારમાં પણ જે માણસ સ્વતંત્ર સ્વભાવને બુદ્ધિથી પોતાની ઇચ્છાઓ અમલમાં લાવવા પ્રયત્ન કરતો નથી તેમ પોતાનું કાર્ય સ્વતંત્રતાને સોંપતો નથી તેને હાથે કાંઈ મોટું કાર્ય થાય એવી આશા રાખવી તદન વ્યર્થ છે.

વ્યવહારમાં સ્વતંત્રતા તો જોઇએ પરંતુ તે એવી સ્વતંત્રતા

જોઇએ કે, જે અન્યના હકને જાળવી શકે, અને બીજાને વૃથા હાનિકર થઈ પડે નહીં. તેમજ પોતાની માન પ્રતિષ્ટાનો ભંગ ન થતાં લોકચાહના ને કુટુંબ ચાહના જળવાઇ રહે. સંસારવાસીઓને તો આ નિયમ ખાસ લક્ષમાં રાખવા જેવો છે. સ્વતંત્રતા એક મોટું જળાશય છે અને નીતિ નિયમોએ તેની પાળ છે. જ્યારે મોટા જળાશયનું પાણી પાળને તોડી વસ્તી વાળા ભાગમાં પેસે છે ત્યારે ઘણાની પ્રાણહાની થાય છે તેવીજ રીતે જો સ્વતંત્રતાનું યોગ્ય નિયમોથી રક્ષણ કરવામાં આવે નહિ તો તે આખરે મનુષ્યને સંહારક થઇ પડે છે.

જેની સ્વતંત્રતા નીતિના નિયમોથી બંધાએલી છે તેજ ખરી સ્વતંત્રતા છે અને તેજ સ્વતંત્ર સ્વભાવને ધન્ય છે. અનીતિના નિયમોથી બંધાએલી સ્વતંત્રતા એજ સ્વછંદી વર્તન છે. સ્વછંદ અને સ્વતંત્રતા ઘણા વિરોધી શબ્દો છે. સ્વછંદ જેટલું નુકશાન કરે છે તેટલોજ નીતિ નિયમોથી જળવાયલી સ્વતંત્રતા ફાયદો કરે છે અર્થાત્ નીતિયુકત, સ્વતંત્રતા–સ્વતંત્ર સ્વભાવ વર્તનની જરૂર છે.

---

## કીર્તિ

### દુહો.

जब तुम पेदा हुए, जगहासे तुमरोय,
अब तुम एसा करोके, पीछेनाहासे कोय.

માણુસને આબરૂ મેળવવા ચાર મુખ્ય માર્ગ છે (૧) માણુસ મોટો દાતા હોવો જોઇએ, (૨) મોટો શુર હોવો જોઇએ (૩) સર્વ પુજ્ય હરિભક્ત હોવો જોઇએ, (૪) સદગુણી હોવો જોઇએ. પેહેલા ત્રણ માર્ગ દરેક માણુસ પ્રાપ્ત કરી શકે તેમ નથી પણ ચોથો માર્ગ હરકોઇ ધારે તો પ્રાપ્ત કરી શકે તેમ છે. ઉપર બતાવેલા ચાર માર્ગ સિવાય બીજી રીતે આબરૂ મેળવી શકાય પણ અહીં ધ્યાનમાં રાખવું જોઇએ કે બારવટીયો પણ પ્રખ્યાત થાય છે ને મોટો દાતાપણ પ્રખ્યાત થાય છે અર્થાત સારે માર્ગે મેળવેલી તેજ કીર્તિ છે. સારે મારગે મેળવવી અને તે પોતાની જાતેજ મેળવવી જોઇએ.

**उत्तमो आत्म विख्यतो, पितृ विख्यात मध्यमः**

**अधमः श्वसुर विख्यातो, स्त्री विख्यातोधमाधमः ॥**

"આ કોણ?" એમ પુછતાં લોકો જેને માટે "અરે વાહ એતો વિદ્વાન પરોપકારી, દયાળુ, મોટા વેપારી અગર ઓપીસર છે." આવા ઉદ્‌ગારો કાઢે છે તેનીજ કીતિને ધન્ય છે તેજ કિર્તી શ્રેષ્ઠ છે. વારૂ બીજા માટે "આ કોણ" પુછતાં "આ તો અમુક નગરશેઠના પુત્ર છે, અગર અમુક જડજ સાહેબના જમાઇ છે એમ લોકો કહે છે તે કીર્તિ અનુક્રમે મધ્યમ ને અધમ છે. છેવટે "આ તો ફલાણી સ્રીના ધણી છે" એટલે સ્રી નામથી ઓળખાવવું એ તો અધમાધમ કિર્તી છે.

પોતાના સ્વપ્રાક્રમે મેળવેલી કીર્તિ તેજ ખરી કીર્તિ છે

બીજાની કીર્તિથી પોતે પ્રખ્યાત થવું એ પુરૂષાર્થ નથી.

એ વાત ઉપર લખવામાં આવી છે. કીર્તિ મેળવવાની ઉપર લખેલી બાબતો આપણી શક્તિ બાહાર હોય તો શું કરવું ? દાખલા તરીકે આપણે શ્રીમંત ન હોઇએ, અથવા તો આપણી પાસે જરૂર કરતાં વધારે દ્રવ્ય ન હોય તો આપણે દાતા થઇ કેવી રીતે કીર્તિ પ્રાપ્ત કરીએ ? એક શુરવીર યોદ્ધા તરીકે બાહાર પડવું એ પણ અશક્ય વાત છે. અને સર્વ પુજ્ય હરી ભક્ત થવું એતો હાલના જમાનામાં અતિશય દુર્લભને અશક્ય છે. ત્યારે આપણે પોતે શી રીતે જાહેરમાં આવવું ? આ પ્રશ્નનો ખુલાસો ઘણી સરળતાથી થાય છે. માણસને કીર્તિ મેળવવા બીજા હરકોઇ માર્ગ અશક્ય હોય તો પણ ઇશ્વરે એક માર્ગ સર્વ કોઈ ગરીબને તવંગર, રાજાને પ્રજા, વિદ્વાનને અભણ, વીગેરે માટે યોજેલો છે તે ફક્ત સદ્‌ગુણ પ્રાપ્તિ છે. આ કીર્તિ મેળવવાનો માર્ગ ખર્ચ વગરનો છે. ! કોઇની સહાયતાની જરૂર નથી. સંસારવાસીયો માટે તો આ એક ઉત્તમ કીર્તિ પ્રાપ્ત કરવાનો ઉત્તમ માર્ગ છે.

કીર્તિ માટે લખતાં એક વિદ્વાન લખે છે કે " કીર્તિ એ મરણ પામેલા માણસોનો અમર આત્મા છે. જે આત્મા સદોદિત મૃત્યુ પામેલાનું સ્મરણ કરાવે છે " જગતમાં જન્મ ધારણ કરી જેવા આવ્યા તેવાજ જવામાં કંઇ પુરષાર્થ નથી. આપણી પાછળ આપણી શકતી પ્રમાણે સુકીર્તીરૂપી ડંકાનો અવાજ લોકોમાં સંભળાય નહિ તો આપણો પુરૂષાર્થ અપુર્ણ મુકી મરણ પામ્યા એમ કહી શકાય.

મરણુ સર્વ કોઇને માટે યોજેલું છે. તેના સપાટામાંથી બચવા કોઇ પણુ શકિત ધરાવતો નથી. વેહેલા મોડા સર્વે કોઇને મરણુને સ્વાધિન થવું પડશેજ. મરણુ માટે એક વિદ્વાન લખે છે કે,

May it come late
Or may it fast,
It is but death
That comes at last.

વેહેલું આવો, અગર મોડું આવો, પણુ આખરે મરણુ તો આવવાનું છેજ."

સારાંશ ક્ષણુભંગુર દુનિયામાં આપણે અમર તો રહેવાનું નથીજ. માટે સર્વદા સદ્‌ગુણુથી વર્ત્તી સર્વનો સાથે આપણું વર્તન એવું રાખવું કે સર્વદા સમજુઓમાં વખાણ કરાય તોજ જીવતર લેખે લાગે છે.

## લગ્ન.

લગ્ન એટલે સ્ત્રી પુરૂષનું જોડાવું. લગ્ન સારાં માઠાં થવા ઉપર તેમના આખા સંસારના સુખ દુખનો અર્થાત સુખી અથવા દુખી સંસાર નિવડવાનો આધાર રહેલો છે. એમ કહેવાય છે કે અમુક સ્ત્રીપર અમુક પુરૂષને અગર અમુક વસ્તુપર અમુક મનુષ્યને લગ્ની લાગીછે. એટલે કે તેનું મન તેનાપર એટલું ચુસ્ત કે તલ્લીન થયું છે કે

તે તો તેનેજ દેખે છે. આ પ્રમાણે મનની એકતા થવાનું નામજ લગ્ન છે. આથી સમજી શકાય છે કે જેને જેના પર પ્રીતિ નથી અને વગર પ્રીતિએ જોડાવાનું થાય તે ખરૂં જોડાવું કે ખરૂં લગ્ન થયું કહી શકાયજ નહિં. દેશાચાલ પ્રમાણે તેવાં થતાં લગ્ન તે અધમ લગ્ન ગણાય. ઉત્તમ લગ્ન તો તેજ કે ધણી ધણીયાણી વચ્ચે એક દીલી એવી થાય કે હરહમેશ એકાબીજાથી પળે પળે પ્રસન્ન રેહે. તન, મન અને ધનમાં કાંઈજિ ભિન્નતા ન હોય તોજ તેને રંગ દેવાય ! આજ કાલ તો સોએ બલકે હજારે એક પણ જોડું સંપૂર્ણ રીતે તેવું લાયક દેખાવું દૂર્લભ છે. આમ થવાનું ખરૂં કારણ માબાપની મૂર્ખાઈજિ સમજાય છે. માબાપ પોતાના દીકરા દીકરીને મુખ્ય કરી તન મન તેમજ ધન સંપાદન શકિત માટે શ્રેષ્ટ બનાવવાને પોતાની પવિત્ર ફરજથી બંધાયલા છે તેપર તેમની દરકાર બહુ ઓછી બલકે નહિ સરખી જણાય છે. મારૂં છોકરૂં મારૂં છોકરૂં કર્યાં કરે ખરાં પણ સારી સમજની ખામીથી તે વ્યર્થજ થઇ પડે છે. ભણાવી ગણાવી પાવરધાં કરવાને બદલે ઘોડીયામાંથી બલકે પેટમાંથી અતિ પ્રિય પુત્ર પુત્રીનું જન્મારા માટે જોડું બાંધી આપવામાંજ આતુર થઈ બેસે છે અને જ્યારે તેવો જોગ આવે છે ત્યારે તે માબાપ સાત પેઢીનું પુન્ય તર્યાનું અને સ્વર્ગિય સુખ સાંપડયું માને છે. આવાં જોડાં તન મનમાં આગળ કેવાં નિવડશે તે ક્યાંથી સમજાય ? તેવું છતાં તેઓને તેનો ખ્યાલ પણ રહેતો નથી. આવા અનુપમ અને અવર્ણિય મૂર્ખ માબાપોની મૂર્ખાઈના ભોગી બિચારાં બાળકો એવાં દુઃખી દુખી થાય છે કે ત્રાહ્ય તોબાહ ! ! અરે ! ખરેખર તેઓ રીબાઇ રીબાઇ અને

જુરી જુરી મરે છે. આ પરીણામ પૂરતી રીતે જોવા છતાં તરછોટ અણઘડ માબાપો જેમને તેમ કરતા જોવામાં આવે એ ઓછું ખેદ કારક નથી. જણાવતાં જરા આનંદ ઉપજે છે કે ચાલુ જમાનામાં લોકોની આંખો આછી પાછી ઉઘડતાં થોડું ઘણું સમજવા લાગ્યાછે.

ઉત્તમ લગ્ન તો તેજ કહી શકાય કે છોકરાં સારાં સમજવાન થાય ત્યારે તેમની શરીર શકિત અને જ્ઞાન શકિતપર સુરત રાખી તેને યોગ્ય કોઈ લાયક જોડું જોઇ છોકરાંની પસંદગી જાણી લેઇ સંતોષકારી જણાય તો પછી તેની સાથે સંબંધ સાંધવો. તેમાં કિંચિત માત્ર ઉતાવળ કે ગફલત કરવી નહિં. કારણ તે એવી વસ્તુ નથી કે ચાલો બીજી લાવીએ કરી ચલવી લેવાય તેતો જીવીત પર્યંતનો સુખ દુખનો સાચો સ્નેહિ બલકે સોબતી છે. કુંભારના હાંડલા તુલ્ય તેને નહિ ગણો. અત્યંત અફસોસની વાત છે કે એક પાઇની ચીજ લેતાં લેવાતી સંભાળ આ અમુલ્ય મિત્ર મેળવતાં લેવાતી નથી. પુત્રની અને પુત્રીની ખરી દાઝ દીલમાં હોય તો પુત્ર ને વહુ અને પુત્રીને વર કેવા કેવા ગુણ શીલવાન જોવાને શાસ્ત્રનું ફરમાન એક અવાજે છે તે પર ધ્યાન આપવાં મ્હેરબાની કરો અને ફકત ડાચા નેજ સાચું સમજવાની કુટેવને તદન પરહરો તોજ તે છોકરાનું અને તમારૂં ભલું થશે. તેમની આશિષ્ય મળશે અને નહિ તો નકકી સમજવું કે નિશ્ચય તેમનો અંતઃકરણનો કારીવા તેમની બળતરા બાબેનો તમને લાગશેજ લાગશે. અરે ! તે દુઃખ કાંઈ જેવું તેવું નથી. વિસાર્યું વિસરે તેવું નથી. આપણા મર્હુમ પ્રખ્યાત કવી દલપતરામે કીધેલ છે કે—

"સઘળાં દુઃખ તો સાંખીએ, કાઢી કર્મનો વાંક;
ભુંડી જેનીભારજા, એક દુઃખ આડો આંક.

તેવુંજ દુઃખ નાલાયક પતિ મળે માનવાનું છે એ નિઃસંદેહછે. પતિ પત્નિનાં લાયક જોડાં વાંચનાર વિચારશે કે રામ સીતા સરખાં જોઇએ. અરસ પરસ સરખો શ્રેષ્ઠ પ્યાર જોઇએ. તે વિના વ્યર્થજ સમજવું.

આજ કાલ આપણા પારસી ભાઇઓમાં એવો વાયરો વાયોછે કે અંગ્રેજ લોકોની દેખાદેખી લાયક વર વહુ જોવામાં જન્મારો વહી જાય છે, અને ત્રીસ ત્રીસ ચાલીસ ચાલીસ વર્ષ સુધી વર વહુ પસંદ પડવાનો વારો આવતો નથી. આ ડહાપણ દોઢ ડાહ્યાપણુંજ દેખાડનારૂં છે. આવા કેળવણીના સારા સમયમાં પણ જોડવાલાયક જોડું નજરે નજર પડે ત્યારે ખરેખર તે શોધક બુદ્ધિમાંજ જડતા રહેલી હોવી જોઇએ. બેશક તે એક જાતની ખરેખર અહંપદની પતરાજીજ લેખી શકાય. ઠરેલ બુદ્ધિથી વિચારતાં ગૃહણ કરવા લાયક વર વહુ મળેજ, તેવું મેળવી તેની સાથે સારી સનુકાઇથી અને પોતાના પવિત્ર ધર્મથી વર્તવું એમાંજ ડહાપણ છે. સિવાય જન્મારા સુધી આંકેલ સાંઢીયા માફક રખડવું એ બિલકુલ ઉચીત નથી. પ્રભુએ સૃજેલાં જોડાં પ્રમાણે દરેક સ્ત્રી પુરૂષે લાયક વયે અને લાયક સ્થીતિએ અતિ ચિકાશ નહિ કરતાં સ્વભાવિક સારૂં યોગ્ય જોડું મેળવી લેવું જોઇએ એટલે લગ્ન કરવું યા પરણવું જોઇએ. તે માટે બીજા સારા ગુણશીલ સાથે દેશ કાળને અનુસરી તેમની વય સ્ત્રીની બારથી સોળ અને પુરૂષની અઢારથી પચીસ વર્ષની યોગ્ય લાગે છે. આશા રાખીએ છીએ કે સુજ્ઞ વાંચકોને તે વ્યાજબી લાગશે. આ સાથે એટલું તો જણાવીએ છીએ કે ઘણાં અણઘડ માબાપો તર-

ફથી તદ્દન લાકડે માંકડું વળગાડયા જેવાં જોડાં સાથે જોડાઈ પર-
ણેલા ગણાવા કરતાં કુંવારાં રેહેવું વધારે સારૂં છે. ખરી રીતે ઉપર
જણાવ્યા પ્રમાણે પરણવાની જરૂર છે. લગ્ન ઉપર સંસારનો સારો
આધાર છે માટે તે સારો સુખી નિવડવા માબાપે પ્રથમ છોકરાંને
શરીરે સારા બનાવવાપર, ભણાવી ગણાવી કુશળ કરવાપર ઉપર જણાવેલ
વય સુધી ધ્યાન આપવાની પોતાની પ્હેલી ફરજ અદા કરયા બાદ
તેમને પૂરેપુરૂં યોગ્ય જોડું જોઈ પરણાવવાનું પસંદ કરવું, તેમાં
જરા પણ અધીરા ઉતાવળા થવું નહિજ. બાળ લગ્ન પ્રતિબંધ થ-
વાથી કજોડાં થવાનો સંભવ પણ ઓછો થશે, તદુપરાંત બાળ વિ-
ધવા વિવાહની અગત્યતા જે અત્યારે માલુમ પડે છે તે પણ ર-
હેશે નહિ.

છેવટે ટુંકામાં કે જો લગ્ન બહુ સંભાળથી સારી રીતે ઉપ-
રની બીના લક્ષમાં રાખી કરવામાં આવશે તો ઘણા ઘણા દુર્ગુણ
અને દુઃખ દારિદ્રતા દુર થઈ આપણો સંસાર સારી રીતે સુખવંત
થશે એમ ખચીત સમજી સુજ્ઞો તેમ વર્તે એમ ઇચ્છીએ છીએ. દીન-
દયાળ પ્રભુ અમારા દેશીઓના હૃદયમાં ઉતરે એવી અમારી દીલોજા-
નથી પ્રાર્થના છે. તથાસ્તુ.

---

## ધર્મ.

ધર્મ એ એક અતિ અગત્યનો વિષય છે એટલુંજ નહિ પણ એક
ઘણુજ મહત્વનો વિષય છે. આ વિષયને અંગે આપણે એટલું તો

ખાસ કરી જાણવું જોઇએ કે, આ સૃષ્ટિમાં આપણે અમુક નિયમો પાળવા બંધાયેલા છીએ અથવા તો તે પ્રમાણે વર્તવાની આપણી ફરજ છે—આપણું કર્તવ્ય છે, ઈત્યાદી જે આપણા પુજય વડીલો અને ડાહ્યા પુરૂષોએ નિયમ કરેલા છે તેજ આ ધર્મ ફરજ, તેજ આપણું કર્તવ્ય છે.

સંસારમાં આપણું જે જે કર્તવ્ય છે તે પણ આપણો ધર્મ છે એમ કહી શકાય, " કોઇને મદદ કરવી એ મારો ધર્મ છે " આ સામાન્ય ઉદ્દગાર આપણે ઘણીવાર સાંભળીએ છીએ તેથી બોધ એ થાય છે કે મદદ કરવી એ મારો ધર્મ એટલે એ મારૂં કર્તવ્ય છે. અર્થાત સંસારમાં આપણા ઘણા પ્રકારના કર્તવ્યો છે પુત્ર તરીકે, સરકારી કે ખાનગી નોકર તરીકે, શહેરી તરીકે, અને મનુષ્ય તરીકે આપણને ભિન્ન ભિન્ન ફરજો બજાવવાની હોય છે એ ફરજથી પોતાને અથવા પારકાને થતા લાભ ગેરલાભ તરફ લક્ષ આપ્યા વિના, ફરજને અત્યંત પવિત્ર સમજી તે પાળવા આપણો અંતરાત્મા આપણને સૂચવે છે. એક નિષ્ટાથી આપણી ફરજ અદા કરવી એજ ખરી કર્તવ્યનિષ્ટા છે. કર્તવ્યનિષ્ટા એ એક ઉમદા ગુણ છે. બીજા ગુણની માફક તેનાથી દેખીતો લાભ થવોજ જોઇએ એમ નથી. કેટલીકવાર આ ગુણથી દેખીતો ગેરલાભ પણ અનુભવાય છે પરંતુ કર્તવ્યનિષ્ટ માણુસ પોતાના કર્તવ્યમાં એટલો તો લુબ્ધ થાય છે કે, સ્ત્રી, પુત્ર અને સગા સંબંધી તેની દૃષ્ટિમાં પોતાનું શરીર તૃણ જેવું તુચ્છ લાગે છે અને પોતાના કર્તવ્યની પુર્ણતા માટે પોતાની ચર્મ ચક્ષુએ દેખાતા અમુલ્ય શરીરને ઘસવા તૈયાર થવામાંજ આનંદ માને છે. આ વિચાર એજ કર્તવ્ય નિષ્ટાનું

પરિણામ છે. કર્ત્તવ્યમાં ત્રણ ભેદ છે. ઉત્તમ કર્તવ્ય નિષ્ટાનું વર્તન ઉપર લખ્યા પ્રમાણે હોય છે. મધ્યમ કર્તવ્ય નિષ્ટાની દૃષ્ટિ સુખ દુઃખ, લાભહાની, અને જય પરાજયની તુલના તરફ છે. કનિષ્ટ કર્તવ્યનિષ્ટ મુખ્યત્વે કરી પોતાના સ્વાર્થ તરફ વધારે લક્ષ આપે છે. ઉપર લખ્યા પ્રમાણે કર્તવ્યનું સ્વરૂપ છે. સંસાર કર્તવ્યનિષ્ટ થવાની બહુજ જરૂર છે, અને તેમ થવા નીચે લખેલો શ્લોક ખાસ ધ્યાનમાં રાખવો જોઇએ.

**अकृत्यं नैघं कृत्यं स्यात् प्राणत्यागेवि संस्थिते ।**
**नयकृत्यं विमुञ्चेत एष धर्म सनातनः ॥**

" જે કરવા યોગ્ય ન હોય તે પ્રસંગ આવે તો પણ નજ કરવું, અને જે કરવા યોગ્ય હોય તેને કદાપિ છોડવું નહિ એ સનાતન ધર્મ છે "

મતલબ કર્તવ્ય એ આપણો ધર્મ છે. આપણા પુજય પુસ્તક ગીતામાંથી પણ આ સિદ્ધાન્તને આધાર મળે છે. પાંડવ કૌરવના યુદ્ધમાં જ્યારે અર્જુને પોતાના બંધુ વર્ગને સમક્ષ આવેલા જોયા ત્યારે અર્જુનને ક્ષત્રિય જાતીને ન ઘટે એવી વિહવળતા પ્રાપ્ત થઈ; પોતાના હાથથીજ બંધુનો સંહાર કરવાના વિચારે તેના ગાત્ર ઢીલા થઈ ગયા. યુદ્ધમાં આવો વિચાર ક્ષત્રિય કર્તવ્યની વિરૂદ્ધ છે. માટે શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને ઉપદેશ કર્યો કે, " ક્ષત્રીયોને ધર્મ યુદ્ધ જેવી બીજી કોઈ કલ્યાણકર વસ્તુ નથી, જો તું આ ધર્મયુદ્ધ નહિ કરે તો તું સ્વધર્મ અને કીર્તિને ખોશે અને તને પાપ લાગશે. તારો અધિકાર કર્મ કરવાનો છે, ફળ ભોગવવાનો નથી " વીગેરે

શ્રી કૃષ્ણના ઉપદેશથી સિદ્ધ થાય છે કે કર્તવ્યને ઘણું મહત્વ આ-પેલું છે અને કર્તવ્ય એજ ધર્મ છે.

"મનુષ્યે જગતમાં જન્મી આ દેહનું સાર્થક કરવું એ તેનું મુખ્ય કર્તવ્ય છે" ઇશ્વરભક્તિ કરવી એ પણ આપણો ધર્મ છે, અને તેમ વર્ત્તવાને આપણે બંધાએલા છીએ. હાલ આપણા ધર્મની સ્થિતી સારી જોવામાં આવતી નથી. અર્થાત આપણે આપણું કર્તવ્ય બરાબર બજાવતા નથી. આપણી ધર્મની લાગણી આપણા પુજય વડીલો જેવી તિવ્ર રહી નથી. સારાંશ આપણે આપણો ધર્મ બરાબર સાચવી શકતા નથી.

સંસારમાં આપણો ધર્મ સમજવો, કર્તવ્યને વળગ્યા રહેવું અને પવિત્ર અંતઃકરણથી સેવા બજાવવી એ એક પ્રકારનું સુખજ છે. આ સુખ સ્વાર્થને પરમાર્થ સાધી શકે છે. બીજા સુખ કરતાં કર્તવ્ય નિષ્ટ થઈ મેળવેલું સુખ ઉત્તમ છે.

## ઇશ્વર ભક્તિ.

જનની જણજે ભકતજન, કાં દાતા કાં શૂર,
નહિ તો રેહેજે વાંઝણી, રખે ગુમાવે નૂર.

પ્રિય વાચકો, મારી અલ્પમતિને સુઝયા તેટલાં સંસાર સુખ પ્રાપ્ત કરવાના મુખ્ય મુખ્ય સાધનો લખ્યા છે. હવે માત્ર એકજ સાધન લખી સહવિનય આપની રજા માગવા નમ્ર વિનંતી કરૂ છું. સંસાર સુખ સાધનપર જેટલું લખીએ તેટલું થોડુંજ છે, એમ મેં

આ નિબંધની શરૂવાતમાંજ જણાવ્યું છે. તેમાં વળી આવો ગહન વિષય મારી શક્તિ બાહાર છે. એમ હું સમજુ છું તો પણ મારી અલ્પ બુદ્ધિને જે જે સુઝી આવ્યું તે તે ટુંકામાં લખ્યું છે.

આપણા સંસારનું સુખ, આ લોક ને પરલોકનું સુખ, તથા છેવટે આપણા આત્માના સુખનું ઉત્તમ ને અતિ અગત્યનુ સાધન " ઇશ્વર ભક્તી " છે. ઇશ્વરની ભક્તિ કરવી એ આપણી પેહેલી ફરજ છે. એટલું તો આજ આપણે સારી રીતે જાણીએ છીએ કે, આ જગતનો પાલક, આપણો રક્ષક, ને સર્વ સત્તાધિશ કોઇ એક છે જેને આપણે આપણા સારા નરસા કરેલા કૃત્યનો જવાબ આપવો પડશે. જગતનો સતાધિશ કોઈ છેજ નહિ અર્થાત ઇશ્વર નથી એમ કેહેનાર જડવો મુશ્કેલ છે. ધારો કે કોઈ એમ કહે છે કે ઈશ્વરજ નથી તો તેના મનનું સમાધાન કરવા મારામાં શક્તિ નથી એમજ કહી બેશી રહીશ.

જગતને માથે ધણી છે એટલી વાત તો આપણે સર્વ કોઈ કબુલ કરીએ છીએ. હવે માત્ર હાલ આપણામાં વાદવિવાદ એટલો જ કે કોઇ કેહે છે કે મુર્તી પુજા સારી છે, કોઇ કેહે છે કે મુર્તી પુજા કરવી નહિ, કોઇ રામને માને છે, તો કોઇ શીવ માને છે, કોઇ આર્ય સમાજના મતના છે તો કોઈ પ્રાર્થના સમાજના મતના છે. તેઓ સર્વ ભક્તિનો જુદો જુદો માર્ગ બતાવે છે. કોઈ પીર તો કોઇ પેગંબર કહે છે. મતલબ બધાનો સાર એટલોજ કે અમુકને ઈશ્વર માનવો. અર્થાત આપણે માથે ઇશ્વર છે એમ તેઓ કબુલ કરે છે. આ બધામાં અમુક સમાજના સિદ્ધાંત ખરા છે અથવા અમુક માર્ગ ખોટો છે એ જણાવવાની જરૂર નથી. એક ઇશ્વર છે ને તેને મૃત્યુ

પછી કૃત્યોનો જવાબ આપવો પડશે. ઇશ્વરની ભક્તી કરવી એ પ્રથમ ફરજ છે ને

આપણે સવારથી સાંજ સુધી કાયીકને માનસીક ઘણા પ્રકારના સાચાં જુઠાં કરી પાપ કરીએ છીએ. અને તે પ્રમાણમાં પુન્ય બીલકુલ કરતા નથી. અત્યારે આપણને આ વાતનો ખ્યાલ આવતો નથી. જુવાનીમાં ગમે તેવા કામો કરી સર્વ ગાત્ર ઢીલા થયા પછી માળા ફેરવવી એ ઇશ્વરને છેતરવા જેવું છે. જેમ આપણને ખાધા સિવાય ચાલતુ નથી ને તે માટે અમુક વખત રોકવો પડે છે તેજ પ્રમાણે ઇશ્વર ભક્તિ માટે અમુક વખત નક્કી કરવો જોઇએ. સાંજરે આપણે જાણવું જોઇએ કે આજના દિવસમાં ઇશ્વર ભક્તિમાં કેટલો વખત ગયો ? આજ આપણે હાથે કેટલું પાપ પુન્ય થયું. નાનપણથીજ જો આપણને આવી ટેવ હશે તોજ તે સદા કાયમ રહી વૃદ્ધાવસ્થા સુધી તેમાં વધારો થયા કરશેજ. એકદમ કોઈ ટેવ પાડી પડતી નથી. વખતે વૃદ્ધાવસ્થા અગાઊ ઘસડાઈ ગયા તો, ઇશ્વરની ભક્તી નાનપણથીજ ન કરી તે માટે ગુન્હેગાર થઇએ છીએ. વળી કોઈ એમ પુછશે કે હાલ અમારે ઇશ્વર ભકિત કરીને શું કામ છે ? અમારો આટલો વેપાર, અગર આટલા બંગલાનુ બાંધ કામ, અગર આ નોકરી પુરી થયા પછી અમો ઇશ્વર ભકિત કરીશું; પણ આપણે જાણતા નથી કે કાલ સવારે શું થશે? શરાફો નાણાની કોથળીમાં હાથ ઘાલી કાલ સવારે દરિયા કિનારે બંગલો બંધાવવો છે એમ રાતે વિચાર કરે છે પણ સવારમાં સુર્યોદ્દય થતા પેહલાં પ્લેગ ઝડપી લે છે ને તેમની સુંવાળી કાયા ખ-

ળીને ભસ્મ થાય છે, રાત્રે આશુક માશુકનું સુંદર જોડું. પ્રેમ પાન કરી આનંદ ભોગવે છે ને એક પ્રહર દિવસ ચઢતા અગાઉ બિચારા કોલેરાના સપાટાથી પૃથ્વીમાં દટાઈ જાય છે. હું અમુક કરીશ, લાખો રૂપીયા મેળવીશ વીગેરે વિચારો અમલમાં આવતા પેહેલાં બિચારા જગકર્ત્તાની હજુરમાં ચાલ્યા જાય છે ત્યારે આપણા જીવતરનો એક ક્ષણનો પણ ભરોંસો નથી. માટે વિલંબ ન કરતાં ઇશ્વર ભક્તિ કરી આપણી ફરજ આપણે બજાવવી જોઇએ. મનુષ્ય દેહ ઉત્તમ છે અને આજ આપણે ધારીશું તે સાધી શકીશું " નરકી કરણી નર કરે તો નરકા નારાયણ હોય "

ઇશ્વરનો માથે ડર રાખી, તેની રોજ ભક્તિ કરી સદા સદાચર્ણે ચાલવાથી આપણે સુખી થઇશું. શુદ્ધ અંતઃકરણની સાચા ભાવથી ઇશ્વરની ભકતી રોજ કરવી એજ આ લોક અને પરલોકના સુખનું સાધન છે.

આવા ગહન સંસારમાં સુખ મેળવવા બહુ વિચારને કાળજીથી પ્રયત્ન કરવો જોઇએ મારા પ્રિય વાચકોને તેમના સંસારમાં પુર્ણ સુખ મળે, એવી દીનદયાળ, કૃપા સાગર–નિરંજન નિરાકાર પ્રભુ પાસે પ્રાર્થના કરૂ છું; અને છેવટે જે પરમાત્માએ મને આ નિબંધ લખવાની પ્રેરણા કરી, મારી અલ્પ બુદ્ધિને ગતિ આપી, તેની પ્રાર્થના કરી ઘણી નમ્રતા સાથે વાચકોની રજા માગું છું.

---

# ઇશ્વર સ્તુતિ.

---

## રાગ-પરજ-તાલ-ત્રિવટ.

( ચલ્લત કાન સંગ અટકી-એ રાગ )

પ્રભુ રામચંદ્ર પદ વંદ વંદ. પ્રભુ. ટેક

જાનકી જીવન પતિત પાવન, ચિંત ચીત્ત મતિ મંદ મંદ. પ્રભુ. (૧)
રવિ કુલમંડન શ્રીરઘુનંદન, વંદી નામ સ્વછંદ છંદ. પ્રભુ. (૨)
કુંદનનંદ શ્રીરાજીવલોચન, ઇન્દુ વદન સુખ કંદકંદ. પ્રભુ. (૩)
પરદુઃખ ભંજન ભકત પરાધિન, કાપોદાસ ભવ બંધ બંધ. પ્રભુ. (૪)

ઓમ્ શાંતિ: શાંતિ: શાંતિ:

---

# અસલ રાસ્કોપ સીસ્ટમ વોચ !!

નં. ૧ નું, ઘણુંજ સરસ, ચાલવામાં મજબુત, જોવામાં ખુબસુરત, પીતળના કાંટા, પાછળ ચક્કરો ઉપર કાચ, મોગરાની ચાવી, એટલે વગર ચાવીનું, કાંટા ફેરવવાની ઉપરની ઠેશીવાળું એટલે કહાડફુટ વગરનું, ૩૬ કલાક સુધી વગર અટકે બરાબર ચાલતું, શોખીનોનાં ગજવાં શોભાવે તેવાં આ ઘડીયાળો હવે દરેકની પાસે હોવું જોઇએ. ભાવ એટલા તો સસ્તા કર્યા છે કે હમારે ભાવે બીજેથી ઘડીયાળ મળશેજ નહીં. ઘણા લોકો ૧૦–૧૨ રૂપીયામાં એક એક ઘડીયાળ વેચે છે. પણ તેના વ્યાજબી ભાવ નીચે પ્રમાણેઃ—કાચ, કમાન અને પેટી મફત.

| | | | | |
|---|---|---|---|---|
| ફુલજવેલ એટલે હીરાવાળી | રૂ. ૮) | ૭) | ૬‌॥ | ૬) |
| સેકન્ડ કાંટાવાળી | રૂ. ૯) | ૮) | ૭) | ૬॥ |
| ફેન્સી ડાયલવાળી | રૂ. ૬॥ | ૬ | ૫) | ૫॥ |
| સાદી | રૂ. ૬) ૫) | ૪॥ | ૪) | ૩॥ |
| નાની સાઇઝ | રૂ. ૧૦) | ૯) | ૮) | ૭) |

**૧૮ કેરેટ રોલ્ડગોલ્ડ વીંટી**—સાદી, અગર હીરાવાળી, નકસીવાળી, તરેહવાર ઘાટની વીંટીયો ઘણાજ સસ્તા ભાવે હમે વેચીયે છીયે. અમેરીકન અને જર્મન રોલ્ડગોલ્ડના સઘળા દાગીનામાં આ વિંટીયો શ્રેષ્ટ છે. કીંમત રૂ ૧॥, ૧॥, ૨) ૨॥, ૩)

એ શિવાય ઉંચી જાતના **રોલ્ડગોલ્ડના દાગીના,** સોના રૂપાનાં અને મેટલનાં **ઘડીયાળો, હારમોનિયમો, ફોનોગ્રાફો, ગ્રાફોફોન,** દેશી બનાવટના ખોટા સોના રૂપાના દાગીના, તરેહવાર વિલાયતી દેશી અત્તરો ( સેંન્ટ ) વિગેરે જાતજાતની દીલને ખુશ કરે તેવી સેંકડો ચિજો **સૌથી સસ્તા ભાવે** હમે વેચીયે છીયે. સુચીપત્ર મફત મંગાવી જોશો.

**જસમાઇન ઇન્ડીયન એજન્સી.**–કાલબાદેવી રોડ–મુંબાઇ.

# વાંચો ને રાચો ! જોશો તો જરૂર મોહશોજ.

દર કલાકે વાજું વાગતું સુંદર અને મનહર **હાર્મોનીઅમ કલૉક** રૂ. ૬) × નાજુક અને ભપકાદાર હાથના કાંડે બાંધવાનું ચાંદીનું **ફેન્સી લેડી વોચ** રૂ. ૭) + વિલાસી પુરૂષોને રતિક્રીડામાં વીર્યને ટકાવી રાખી અતિશય આનંદ આપનાર **વીર્ય સ્થંભન ગુટિકા** ડબી ૧ નો રૂ. ૧॥ + કાટલાં તાજવાં વગર લટકાવીને સહેલથી પચીસ શેર સુધી જોખી શકાય અને ખીસામાં રખાય તેવા **કરામતી કાંટા** રૂ. ૦॥। + દીલ ચહાય ત્યારે ચાંપ દબાવી સૂર્યપ્રકાશ જેવું અજવાળું કરી શકાય તેવા **વીજળીના પોકેટ લેંપ** રૂ. ૩ + થોડા વખતમાં સહેલથી પાણી દુધ વગેરે હરકોઈ પ્રવાહી બરફ જેવું ઠંડુ કરી આપી બરફની ગરજ સારનાર **હીમાજળી યંત્ર** Water cooler રૂ. ૧॥ + ગજવામાં ઘડીઆળ રાખનારા શોખીનો માટે સુંદર મજબુત ટકાઉ અને મોગરાની ચાવીનાં **રોસ્કોપ સીસ્ટમ વોચ** રૂ. ૩ થી ૬ + તેલ પુરી વાળુ ઓળવાથી દાંતે દાંતે તેલ ઉતરી વાળને સફાઈદાર કરનાર **કરામતી કાંસકી** રૂ: ૦॥ થી ૧॥ + સેંકડો જોનારાની સમક્ષ મેલેલ પાઇ પૈસો પાવલી વગેરે ગેબ કરી પાછું હાજર કરી બતાવનાર **લાલ કીતાબ** રૂ. ૦।≈ + ધોળા વાળને કુદરતી જેવા કાળા ભમર કરી યુવાન-ફાંકડા બનાવનાર **કેશકલપ** રૂ. ૧) + ગમે તેવી દાદરને ઠંડક આપી મટાડનાર **દરાજનો મલમ** ડબીનો રૂ. ૦। + મીણબતી જેવો ખુશનુમા પ્રકાશ આપે અને ફકત ચાર પૈસાના તેલમાં મહિના સુધી આખી રાત બળતો રહે એવો **દેવતાઈ દીવો** રૂ. ૧॥ × સહેજમાં વાળ કાઢી નાંખી ચામડી સુંવાળી કરનાર **લોમ**

---

# કોઇ છે માયનો પુત ?
# જેને આખા હીન્દુસ્થાનમાં તાવની દવા માટે એક્ષી-બીશનમાંથી બબે ચાંદો મેલવ્યા હોય ?